# પ્રેમની ખૂમારી.

## ભાગ ૧ લો.

( ઐતિહાસિક નવલકથા. )

પ્રયોજક,
રમણલાલ નાનાલાલ શાહ.
મુંબઈ.

પ્રકાશક,
**પુંજાલાલ ભગવાન પારેખ.**
વઢવાણ સીટી.

મુંબઈના એજન્ટ,
**મોહનલાલ પિતાંબર.**
કાલબાદેવી રોડ—મુંબઈ નં. ૨.

ઈ. સ. ૧૯૨૪. સં. ૧૯૮૦ આવૃત્તિ ૨ જી. પ્રત ૭૦૦.



વસંત મુદ્રણાલયમાં ચીમનલાલ ઈશ્વરલાલ મહેતાએ છાપ્યું.
સીવીલ હોસ્પીતાલની સામે—અમદાવાદ.

મૂલ્ય રૂ. ૨—૮—૦.

# નવીન રસિક નવલકથાઓ.

| | કીંમત રૂ. આ. પા. |
| --- | --- |
| ચાલીશ ચ્હેરાનો માણસ | ,, ૩—૮—૦ |
| વિચિત્ર જગત ભા. ૧-૨ | ,, ૬—૦—૦ |
| સ્નેહલગ્નની સુંદરી ભા. ૧-૨ | ,, ૩—૮—૦ |
| ચમત્કારિક ખૂન | ,, ૧—૦—૦ |
| આગ્રાનો ખજાનો | ,, ૨—૦—૦ |
| કુટુમ્બીનું કારસ્થાન ભા. ૧-૨ | ,, ૫—૦—૦ |
| ભયંકર ભેદ ભા. ૧-૨ | ,, ૨—૮—૦ |
| વેર વસૂલ ભા. ૧-૨-૩ [સચિત્ર] | ,, ૯—૦—૦ |
| દુર્ભાગી દારા ખંડ ૧-૨-૩ | ,, ૩—૮—૦ |
| શેરલોક હોમ્સનાં સાહસકર્મો | ,, ૨—૦—૦ |
| પંચાસરનો જયશિખરી ભા. ૧ લો. [ નવી આવૃત્તિ ] (સચિત્ર) | ,, ૨—૮—૦ |
| અદ્ભુત લુટારો ભા. ૧-૨. [નવી આવૃત્તિ] [સચિત્ર] | ૩—૮—૦ |
| સૌંદર્ય-જ્વાળા ભા. ૧-૨ | ,, ૩—૮—૦ |
| પ્રેમની ખૂમારી. ભા. ૧-૨ [સચિત્ર] | ,, ૬—૦—૦ |
| સફેદ ઠગ. ભા. ૧-૨-૩ | ,, ૪—૮—૦ |



**પુંજાલાલ ભગવાન પારેખ.**
સારાં અને સસ્તાં પુસ્તકો વેચનાર.
વઢવાણ સીટી.

# પ્રકાશકનું નિવેદન.

આ નવલકથામાં મોગલ શાહાનશાહતની પૂર્ણ જાહોજલાલીના સમયના બંગાળાના ઇતિહાસપ્રસંગને રજુ કરવામાં આવ્યો છે. એ બંગાળી ભાષામાં સુપ્રસિદ્ધ નવલકથાકાર બાબુ બંકિમચંદ્રની કસાયેલી કલમથી આલેખાયેલી હોવાને લીધે તેની પ્રશંસા કરવી તે સુવર્ણના અલંકાર ઉપર ઢોળ ચડાવવા સરખું છે. તેનો ગુજરાતી અનુવાદ સરલ અને રસિક ભાષામાં થયેલો હોઇને સુજ્ઞ વાચકવૃંદની પસંદગીને પાત્ર નિવડયા સિવાય રહેશે નહિ.

અત્યાર સુધીમાં મારા તરફથી પ્રકટ થયેલાં પુસ્તકોનો જે સત્કાર સાહિત્યરસિક સજ્જનો તરફથી થયો છે એ મારા અંતરના આનંદની વૃદ્ધિ કરનારો છે. મને લાગે છે કે જો સદસદ્ વિવેકબુદ્ધિથી પુસ્તકોની તપાસણી કરીને, તેને પ્રકટ કરવામાં આવે તો પ્રકાશકને તેના યત્નમાં અવશ્ય સફળતા પ્રાપ્ત થાય છે. વાચકો જોઇ શકયા હશે કે ઉત્તરોત્તર મારા તરફથી પ્રકટ થયેલાં પુસ્તકોને બાહ્યતઃ અને અંદરથી સુંદર, સુશોભિત અને મનોહર બનાવવામાં કચાશ રાખવામાં આવી નથી. સખ્ત મોંઘવારીના સમયમાં પણ પુસ્તકોના સૌંદર્યમાં વૃદ્ધિ કરવાને કાંઇક ને કાંઇક વિશેષતા અને નવીનતા દાખલ કરવાની પ્રથાને હું વળગી રહ્યો છું. હું આશા રાખું છું કે વર્તમાન સંયોગો મારી ઇચ્છાને અનુકુળ થાય અને અત્યારના કરતાં પણ વિશેષ સુંદર અને ઉત્તમોત્તમ નવલકથા તથા અન્ય વિષયક ગ્રંથો અતિ સસ્તા મૂલ્યે પ્રકટ કરવાની મારી ઇચ્છા ફળિભૂત થાય.

આ નવલકથાના પ્રયોજક રા. રમણલાલની લેખનશૈલી રસિક અને હૃદયંગમ છે. આ પ્રથમ ભાગની પહેલી આવૃત્તિ કેટલોક સમય થયાં ખલાસ થઇ હતી. તેની ઉપરાછાપરી માગણી થવાથી આ બીજી આવૃત્તિ પ્રકટ કરવામાં આવી છે. એજ તેની રસિકતા સિદ્ધ કરી આપે છે.

વઢવાણ સીટી.<br>
તા. ૫-૪-૧૯૨૪ શનિવાર } પુંજાલાલ ભગવાન પારેખ.

# અનુક્રમણિકા.

# પ્રેમની ખુમારી

## પ્રથમ ખંડઃ લગ્ન.

### પ્રકરણ ૧ લું

#### સાગરસંગમ

"Floating straight Obidient to the stream."
"Comedy of Errors."
*William Shakespeare.*



લગભગ અઢીસો વર્ષ ઉપરના અરસામાં આપણી વાર્તા શરૂ થાય છે. માઘ માસની એક ઠંડી રાત્રિના અંતભાગમાં એક નૌકા ગંગા નદીમાં જતી આપણે જોઇએ છિએ. વાંચકોને જણાવવું જોઇએ કે તે સમયે યુરોપથી વેપાર અર્થે આવેલી પરદેશી પ્રજાઓ પૈકી પોર્ટુગીજ અને બીજા અનેક દરિયાઇ લુટારાઓ–ચાંચીયાઓ–ના ભયથી મુસાફરોની હોડીઓ એકલવાયી મુસાફરી ન કરતાં એક બીજાની સંગાથે મુસાફરી કરતી હતી. પણ આપણે અત્યારે જે નૌકા જોઇએ છિએ તે માત્ર એકલી હતી. તેની સાથીદાર તરિકે કોઈ પણ નૌકા નજરે પડતી નહોતી. આવી રીતે એકલા પ્રવાસ કરીને જોખમમાં ઉતરવાનું કારણ એ હતું કે રાત્રે ચારે બાજુ પુષ્કળ ધૂમસ પડવાથી બધી દિશાઓ તેનાથી વ્યાપ્ત થઇ ગઇ હતી, અને નજીકની વસ્તુને પણ સ્પષ્ટ રીતે જોવાનું

કાર્ય અતિ મુશ્કેલી ભરેલું થઈ પડયું હતું. આ સંજોગને અનુસરીને આ નૌકાનો નાવિક નૌકાનો ચોક્કસ રસ્તો ન જોઈ શકવાથી નૌકાને પાણીના પ્રવાહમાં આડે માર્ગે ધસડી ગયો હતો. તે નિર્ણય ન કરી શક્યો કે વહાણ અત્યારે ક્યાં છે અથવા કયી દિશામાં પ્રવાસ કરે છે.

બધા નોકરો સૂઇ ગયા હતા, અને પ્રવાસીઓ પણ પાછલી રાતની મીઠી નિદ્રાનો અનુભવ કરતા હતા. માત્ર નૌકામાં નાવિક ઉપરાંત એક ઘરડો માણસ તથા એક યુવક અરસપરસ વાતચીત કરી રહ્યા હતા. એટલામાં વાતચીત રોકીને તે વૃદ્ધ નાવિકને પૂછ્યું: "કાં, માછી! આજે તમે કેટલું અંતર કાપી શકશો?"

માછી સ્હેજ અચકીને બોલ્યો: "કાંઈ કહી શકાય નહિ."

આ સાંભળીને વૃદ્ધ પુરુષ બડબડવા લાગ્યો, અને નાવિક તરફ તીરસ્કાર દર્શાવવા લાગ્યો. આ સાંભળીને પેલો યુવક બોલી ઉઠયો:– " કાકા! ગભરાઓ છો શું કરવા? શું તમે નથી જાણતા કે, 'ભલે જન કોટી પ્રયત્નો કરે,થાશે ધાર્યું જે ધરણીધરે.' માટે ઇશ્વર ઉપર આધાર રાખો. સત્ય સંકલ્પનો દાતા પરમ કૃપાળુ પરમાત્મા આપણને આપણા નિર્ણિત સ્થાને પહોંચાડશે."

વૃદ્ધ પુરુષ સ્હેજ ગુસ્સે થઇને બોલ્યો:–" શું બોલ્યા ભાઇ? ગભરાઉં નહિ? માછી કાંઇને બદલે કાંઇ લઇ ગયો. સ્હેજ પંદર ગાઉનું અંતર પડી જશે, અને હેરાનગતિ ભોગવવી પડશે."

યુવક:—" કાકા! પ્રવાસનું કામજ એવું છે. મુસાફરીમાં તો આપણે ગમે તે પ્રકારની આપત્તિની સામે થવાને માટે તૈયારી કરી રાખવી જ જોઇએ."

વૃદ્ધ પુરુષ:—"ભાઇ! તમારૂં હજુ ઉછળતું લોહી છે. અમારાં તો નમતાં પાણી થયાં. હવે અમારે કષ્ટ સહેવું પડે તે અઘરૂં પડે, હો ભાઇ!"

યુવક:–" કાકા! એવું હોય ત્યારે ઘેર જ રહેવું. યાત્રા કરવાથી જે પુણ્ય પ્રાપ્ત થઈ શકે છે, તે ઘેર બેઠાં પણ થઇ શકે છે, એવું શાસ્ત્રનું પ્રમાણ છે."

વૃદ્ધ પુરુષ:–" ત્યારે એવું જાણવા છતાં તમે શું કરવા યાત્રાએ નીકળ્યા છો ? તમે જ કેમ ઘર બેઠાં પુણ્યનો સંચય કરતા નથી ?"

યુવક:–" મેં તો આપને પ્રથમથી જ જણાવલું છે કે મને સૃષ્ટિ-સૌંદર્ય નિહાળવાની ઘણી ઉત્કંઠા હતી, અને તે કારણને અંગે જ મેં આ પ્રવાસ કર્યો છે. અહા ! કેવો રમણીય દેખાવ ! સૃષ્ટિસૌંદર્યનું કેવું મનોહર દશ્ય ! પરમકૃપાળુ પરમાત્માની અગાધ લીલાની કેવી અજબ કૃતિ ! આજે મેં જોયું છે તે જન્મપર્યંત હું વિસરી શકીશ નહિ.

**दूरादयश्चक्रनिभस्य तन्वी तमालताली वनराजिनीला ।**
**आभाति बेला लवणाम्बुराशिर्धारानिबद्धेव कलङ्करेखा ॥"**

સાહિત્યનો સુંદર શ્લોક સાંભળવા તરફ અત્યારે તે વૃદ્ધ પુરુષનું લક્ષ ન હતું. તે તો માછી લોકો એકબીજા વચ્ચે જે વાતચીત કરતા હતા તે ધ્યાનપૂર્વક સાંભળતો હતો. એક માછી બીજાને કહેતો હતો: "વાત વંઠી ગઇ ! આ તો ભયંકર હિસાબે વાત થઇ ! આપણે નદીની બહાર નીકળી જઇને દરિયામાં આવતા રહ્યા છીએ કે કોઇ દૂરના દેશમાં નીકળી ગયા છિએ તેની કાંઇ સમજણ પડતી નથી."

આ પ્રમાણે શબ્દો બોલનારનો સ્વર ભયથી થરથરતો હતો. વૃદ્ધ પુરુષ સમજી ગયો કે નૌકા ભારે વિપત્તિમાં આવી પડી છે. તે શંકાયુક્ત ચિત્તથી ગભરાઇને માછીને કહેવા લાગ્યો:

" શું થયું, માછી ! "

માછીએ જવાબ ન આપ્યો. પેલો યુવક ઉઠીને ઊભો થયો અને હોડીની બહાર જોવા લાગ્યો. તેણે જોયું કે પ્રભાતનો સમય નજીક છે. ચારે બાજુ ધૂમસનું ગાઢ આવરણ ફેલાઈ રહેલું હતું. આકાશ, ચંદ્ર, તારા, જળ, સ્થળ, વગેરે કાંઇ સ્પષ્ટ જોઇ શકાતું નહોતું. નૌકા પાણીના પ્રવાહમાં કયી બાજુએ ઘસડાય છે તે જાણવું અતિશય કઠણ કામ હતું. માછી લોકો નૌકા સમુદ્રમાં ઘસડાઇ જાય છે એવી શંકાથી ભયભીત બન્યા હતા.

ધૂમસ પડવાથી ચારે બાજુ જાણે પડદા પડયો હોય એવો દે-

ખાવ થઈ રહેલો હતો. આથી પરોઢીયાને લીધે નૌકાના જાગી ઉઠેલા પ્રવાસીઓ નૌકા અત્યારે ભયભરેલી સ્થિતિમાં છે એવું જાણી શક્યા નહોતા. યુવક બધી વાત સમજી ગયો, અને વૃદ્ધ પુરુષને તેણે અત્યારની વિકટ સ્થિતિનું ભાન કરાવ્યું. આ સમાચાર સાંભળતાંજ નૌકાના પ્રવાસીઓમાં ભારે કોલાહલ મચી રહ્યો, અને બધાં જાગી ઉઠયાં. સ્ત્રીઓએ તો આંખમાંથી શ્રાવણ ભાદ્રપદ માસની હેલી શરૂ કરી દેવા ઉપરાંત ચીત્કાર કરવાનો પણ પ્રારંભ કરી દીધો. વૃદ્ધ બોલી ઉઠયોઃ "કિનારે ઉતરી પડો ! કિનારે ઉતરી પડો ! ! કિનારે ઉતરી પડો ! !!"

યુવક અટ્ટહાસ્ય કરીને બોલ્યોઃ–" કિનારો કયાં છે તેની જો ખબર હોત તો આટલી બધી હરકત શાની હોય ? "

આ વજ્રાઘાત સમાન શબ્દો સાંભળીને નૌકામાં પહેલાંથી પણ વિશેષ કોલાહલ મચી રહ્યો. યુવકે મહા મહેનતે ધીમે ધીમે પ્રવાસીઓને શાંત પાડયા, અને પછી તે માછીને કહેવા લાગ્યોઃ–"ગભરાવાનું કાંઇ પણ કારણ નથી; પરોઢીયું થવા આવ્યું છે, અને થોડા સમયમાં ભગવાન સૂર્યનારાયણનો ઉદય થશે. એટલા અરસામાં નૌકા ડુબી જવાની નથી. તમે હવે આનાકાની ન કરતાં નાવને પાણીના પ્રવાહમાં એમ ને એમ છોડી દો. તે મરજી પડે તે બાજુએ જશે, પછી સૂર્યોદય થશે એટલે વિશેષ વિચાર થઇ શકશે. "

માછીઓને આ વાત ગમી અને તેમણે તેમ કરવાનું કબૂલ કર્યું. પ્રવાસીઓને પણ સંતોષ થયો અને તેઓ શાંત પડયા.

માછીઓએ ઘણા વખત સુધી મહેનત કરી. મુસાફરો શાંત હતા, પણ તેમનો જીવ પડીકે બંધાયલો હતો. અત્યારે પવન થોડો હતો, અને તેથી પાણીમાં મોજાં જોરથી ઉછળતાં નહોતાં. તો પણ બધા સમજી ગયાં હતાં કે ભયંકર વિપત્તિમાં આપણે સપડાયલાં છિયે. ' સુખમાં સાંભરે સોની અને દુઃખમાં સાંભરે રામ ' એ લોકોક્તિ મુજબ કેટલાક માણસો દુર્ગામાતાના જાપ જપવા લાગ્યા, અને કેટલીક સ્ત્રીઓ અંચલમાં મ્હોં છુપાવીને આંસુ સારવા લાગી.

આવી રીતે એક પહોર જેટલો વખત વીતી ગયો એટલામાં

માછી લોકો દરિયાના પાંચે પીરોનાં નામ દઇને જોરથી ભજન ગાવા લાગ્યા, અને જબરી ધમાચકડી મચાવવા લાગ્યા. બધા મુસાફરો એકી સાથે પૂછવા લાગ્યા: "શું છે? શું છે? માછી! શું થયું?" માછી લોકો પણ જોરથી બૂમ પાડવા લાગ્યા:–"તડકો નિકળ્યો, જુઓ પેલો કિનારો દેખાય !"

બધા મુસાફરો વહાણમાં ઊભા થઇને કયાં આવ્યા છિએ, શું સમાચાર છે, વગેરે જોવા લાગ્યા. સૂર્યોદય થયેલો સ્પષ્ટ જણાતો હતો. ધૂમસના ગાઢ આવરણને સૂર્યનારાયણનાં તેજસ્વી કિરણો ભેદીને પ્રકાશ આપી રહ્યાં હતાં. એક પહોરથી વધારે વખત થયો નહોતો. નાવ જ્યાં આગળ આવી પહોંચ્યું હતું તે દરિયો નહોતો, પણ નદી અને દરિયાનું સંગમસ્થાન હતું. આ સ્થળે નદીનો પટ એટલો વિસ્તૃત હતો, કે સામો કિનારો દેખાતો પણ નહોતો. નદીનો એક કિનારો નજીક હતો, અને તે લગભગ પચાસ હાથથી વધારે દૂર નહોતો. પણ બીજી બાજુએ કિનારો દેખાતો પણ નહોતો.

ભલા વાંચનાર ! નવોઢા નારને પ્રણયની પ્રથમ રાત્રિએ પોતાના પરમપ્રિય પતિને પ્રેમપૂર્વક ભેટતાં જોઈ છે ? યુવાન દંપતિના હૃદયમાં તે સ્થળે સ્નેહ કેટલો ઉભરાઇ જતો હોય છે તેની તમે કલ્પના કદિ કરી છે ? જો તમે આ સ્નેહનો ઉભરો જોયો હશે તો નદી પોતાના પરમપ્રિય પતિ દરિયાદેવને ભેટતી વખતે કેટલી ઉભરાતી હોય છે, તેનો તમને ખ્યાલ આવી શકશે. અનેક સ્થળેથી અથડાતી, ભટકાતી, કદિકદિ ઉંચીનીચી જગ્યાએથી રખડતી રખડતી, પોતાના પિતા પર્વતરાજના સ્થાનથી તે અનેક સંકટો વેઠી અંતે પતિના સ્થાન સમીપ આવી પહોંચે છે ત્યારે તેને અત્યાનંદ થાય છે, અને તેથી જ જ્યાં આગળ નદી અને સાગરનો સંગમ થાય છે ત્યાં આગળ નદીનો પટ ઘણો જ વિસ્તારવાળો હોય છે.

આ સ્થળે પણ તેમ જ હતું. એક બાજુનો કિનારો પચાસ હાથ જેટલો દૂર હતો, પણ બીજી બાજુએ કિનારાનું ચિન્હ પણ જણાતું નહોતું. નજીકનું પાણી નદીઓના પાણી જેવું ડહોળાયેલું હતું,

પણ દૂરનું પાણી નીલવર્ણું હતું. પ્રવાસીઓએ તો નક્કિ કર્યું હતું કે તેઓ ભરદરિયે આવી ચડયા હતા. હવે તેઓ કિનારાની નજીક હતા. તેથી તેમનામાં નવજીવનનો સંચાર થયો. સૂર્યની તરફ જોવાથી દિશાનો પણ નિર્ણય થઇ ગયો. સંગમસ્થળની નજીકના કિનારા ઉપર અનેક પક્ષિઓ આનંદથી કલ્લોલ કરી રહ્યાં હતાં. આ નદી " રસુલપુરની નદી " ના નામથી પ્રસિદ્ધ છે.

## પ્રકરણ ૨ જું

### ઉપકારનો બદલો અપકાર !

" **Ingratitude ! Thou marble hearted fiend !–"**

" **King Lear.** "

*William Shakespeare.*



**નૌ**કાના પ્રવાસીઓની વિટમ્બણાની વાર્તાઓ હવે બંધ પડી, અને તેમનાં ચિત્ત શાંત થયા. માછીઓએ જણાવ્યું કે * ઝાર આવવામાં હજુ વિલમ્બ છે. તેટલા સમય સુધીમાં સામેના રેતાળ કિનારા ઉપર પ્રાતઃકર્મ તથા રસોઇ વગેરે થઇ શકશે. ત્યારબાદ ઝાર આવશે એટલે નૌકા યોગ્ય સ્થળે ચલાવી શકાશે. યાત્રાળુઓને આ વાત પસંદ પડી અને તેઓ નદી

---

* નદીનાં પાણીનો જ્યાં આગળ દરિયાની સાથે સંગમ થાય છે તે સ્થળેથી દરિયામાં ભરતી વખતે દરિયાનું પાણી નદીમાં પાછું ઠેલાય છે, અને તેનું જોર પુષ્કળ રહે છે. તે વખતે ઝારમાં પુષ્કળ વેગથી જઈ શકે છે. નદીનું મીઠું પાણી પણ તે વખતે ખારૂં થઈ જાય છે, અને જાણે પુર આવ્યું હોય તેમ ભરાય છે. આવો બનાવ સાગરસંગમની થોડાક ગાઉ સુધીના અંતરમાં જ બને છે.

કિનારે ઉતરીને ત્યાં પ્રાતઃકર્મ તથા રસોઇની પ્રવૃત્તિમાં પડ્યા. પણ રસોઇ પકવવામાં એક અણધારી અડચણ ઊભી થઈ. નાવમાં બળતણને માટે લાકડાં નહોતાં. કિનારા ઉપર નજીકમાં બળતણ મળી શકે એવાં ઝાડ નહોતાં, અને અંદર જંગલના ભાગમાં હિંસક પશુઓના ભયથી કોઇ જવાને માટે તૈયાર થતું નહોતું. બધા એકબીજાના મ્હોં સામે જોવા લાગ્યા, અને વખત વીતી જવા લાગ્યો. રસોઇ કરવાનું કાંઇ પણ ઠેકાણું ન જડયું. આ જોઇને પેલો વૃદ્ધ પુરુષ અગાઉ વર્ણવેલા યુવકને ઉદ્દેશીને કહેવા લાગ્યો:–"ભાઈ! તમે આનો કાંઈ ઉપાય કરો તો સારૂં? ભગવાન તમારૂં ભલું કરશે! ભૂખથી અમને અતિશય વેદના થાય છે. તમે જંગલની અંદરના ભાગમાં જઇને આપણે માટે લાકડાં લાવી આપશો?"

યુવકનું નામ નવકુમાર હતું. તે થોડીક વાર વિચાર કર્યા પછી બોલ્યો:–"ઠીક, હું જવાને તૈયાર છું. મને કુહાડી આપો તથા દોરડું લઇને એક માણસ મારી સાથે ચાલો." બધાં એકબીજાના મ્હોં સામે જોવા લાગ્યા. કોઇ સાથે જવાને તૈયાર થયું નહિ. આ જોઇને નવકુમાર બોલ્યો:–"ભલે ત્યારે: કોઈ નથી આવતું તો હું એકલો જઇશ, અને મારાથી લવાશે તેટલાં લાકડાં લઇ આવીશ." એમ બોલીને કમર બાંધીને નવકુમાર કુહાડી લઇને જંગલની અંદરના ભાગમાં લાકડાં લેવાને માટે ચાલ્યો ગયો.

થોડેક દૂર જઇને એક ઉંચા વૃક્ષ ઉપર ચડીને નવકુમારે જંગલમાં આજુબાજુ જોયું; પણ નજીકમાં નજર જઇ શકે તેટલા સ્થળમાં કાંઇ પણ વસ્તિ હોય એવું ચિન્હ નવકુમારને જણાયું નહિ. માત્ર ચારે બાજુ વન દેખાતું હતું. કોઈ કોઈ સ્થળે ઉંચી ઉંચી ટેકરીઓ દેખાતી હતી. આ વૃક્ષોમાંથી કોઇ પણ ઝાડ બળતણ તરિકે ઉપયોગમાં આવે એવું જણાયું નહિ. આથી નવકુમાર નદીકિનારાથી દૂર જંગલની અંદરના ભાગમાં ચાલ્યો. છેવટે ખૂબ દૂર જતાં એક કાપવા જેવું વૃક્ષ નવકુમારની નજરે પડયું. તે ઉપર તેણે પોતાની કુહાડી

વાપરીને ઝાડમાંથી જોઇએ તેટલાં લાકડાં કાપી લીધાં. કાપીને તેણે બાંધી લીધાં, અને તે નદીકિનારા તરફ પાછો આવવાને નીકળ્યો. દૂર સુધીની મુસાફરી, લાકડાં કાપવાનો શ્રમ, અને ભારે બોજા સાથે પાછા ફરવું એ અતિશય શ્રમથી નવકુમાર થાકી ગયો. આટલો ભારે બોજો લઇને ઝપાટાબંધ રસ્તો કાપીને પાછા ફરવું એ સ્હેલી વાત નહોતી. નવકુમાર કોઈ ગરીબનો પુત્ર નહોતો. તે ગર્ભશ્રીમંત હતો, અને તેનાં ગાત્રો ધટ્ટ છતાં સુકોમળ હતાં. આવા પ્રકારનો શ્રમ તેને જીંદગીમાં ક્વચિત જ કરવો પડતો હતો. આથી ભારે બોજા સાથે ચાલવું તેને માટે ઘણું કઠણ થઇ પડતું હતું. પણ આરંભેલું કામ ગમે તે મુશ્કેલીએ પણ પાર પાડવું જોઇએ એવો નવકુમારનો સ્વભાવ હોવાથી તે અતિ શ્રમથી માર્ગ કાપવા લાગ્યો. બહુ થાક લાગતો ત્યારે લાકડાની ભારી જમીન ઉપર પટકતો, અને થોડી વાર વિશ્રામ લેતો; વળી પાછો બોજો ઉઠાવતો, અને આગળ ચાલતો. આ પ્રમાણે તે ધીમેધીમે આગળ વધવા લાગ્યો.

ઉપર દર્શાવેલાં કારણોને લીધે નવકુમારને પ્રવાસીઓની પાસે આવી પહોંચતાં બહુ વાર લાગી. તેને કેમ વાર લાગી હશે તેનો વિચાર કરતાં પ્રવાસીઓને ચટપટી થવા લાગી. ધીમેધીમે વધારે વખત વીતતો ચાલ્યો, પણ નવકુમાર આવી પહોંચતો જણાયો નહિ. આથી નવકુમારને જંગલમાં વાઘે ફાડી ખાધો હશે કે કેમ એની પ્રવાસીઓને ચિંતા થવા લાગી. હજુ વધારે વખત વીતી ગયો; પણ નવકુમાર આવતો જણાયો નહિ. આથી મુસાફરોની ખાત્રિ થઇ ગઇ કે જંગલમાં બિચારા નવકુમારને જરૂર વાઘે ફાડી ખાધો હશે. કોઈ કોઈ મુસાફરો તો માંહોમાંહે એમ પણ કહેવા લાગ્યા કે વાઘે નવકુમારને ફાડી ખાધો ત્યારે નવકુમાર જે ચીસો પાડતો હતો તે પણ અથડતી તેમના કાને થોડાક વખત અગાઉ પડી હતી ! આવી રીતે બધા અટકળો કરવા લાગ્યા, પણ કોઇને એટલી હિમ્મત ન થઇ કે કિનારાથી થોડે દૂર જંગલમાં જઇને નવકુમારનું શું થયું તેની તપાસ કરીએ.

આ પ્રકારના સંકલ્પ વિકલ્પ મુસાફરો કરતા હતા તે અરસામાં પાણીના પ્રવાહમાં જોસ આવવા માંડ્યું, અને પાણીની લ્હેરો ઉન્મત્ત બનીને ઉછળવા લાગી. માછીઓ સમજી ગયા કે ઝાર આવ્યો છે. તેઓ સારી રીતે જાણતા હતા કે આવાં સ્થાનોમાં ઝાર આવે છે તે વખતે વહાણ કિનારા ઉપર હોય તો પણ પાણીના પ્રબળ વેગને લીધે ઘણી વાર તેના ટુકડે ટુકડા થઈ જાય છે. આ કારણથી તેઓ નૌકાનાં બંધનો છોડી નાખી નદીની વચમાં જવા લાગ્યા. નાવનું લંગર છોડતા છોડતામાં તો પાણી ઝપાટાબંધ ચડવા લાગ્યાં, અને નજીકની રેતાળ જમીન પણ પાણીમાં ડૂબવા લાગી. મુસાફરો ઝપાટાબંધ મહા મહેનતે અરધા પાણીમાં પલળતા પલળતા વહાણમાં ચઢી ગયા. રાંધવાનો સીધા સામાન વગેરે સર્વ સપાટાબંધ પાણીમાં તણાઈ ગયો. અધૂરામાં પૂરૂં માછી લોકો જોઇએ તેટલા ચાલાક ન હોવાથી નૌકાને તેઓ સંભાળી શક્યા નહિ અને નૌકા નદીના પ્રબળ પ્રવાહમાં અતિશય વેગથી ઘસડાવા લાગી, અને જોતાજોતામાં તો ઘણે દૂર નીકળી ગઇ. એક મુસાફર બોલ્યો:—" નવકુમાર તો રહી ગયો !" એટલે એક માછીએ કહ્યું: " નવકુમાર તમારો શો સગો લાગે છે? તેને તો જંગલી જનાવરોએ ફાડી ખાધો છે. નહિ તો તે આવે નહિ ?"

પાણીના પ્રબળ પ્રવાહમાં નાવ સપાટાબંધ જળ કાપતું જતું હતું. હવે તેને ત્યાંથી બહાર કાઢવું તે ઘણા કષ્ટની વાત હતી. માછી લોકોએ વહાણને સંભાળી રાખવાનો અતિશય પ્રયત્ન કર્યો. એટલે સુધી કે માઘ માસના દિવસો હતા તો પણ તેમના કપાળ ઉપર પરસેવાનાં ટીપાં બાઝવા લાગ્યાં; પણ નૌકા રોકી શકાઇ નહિ. જ્યારે લાંબે પંથે નીકળી ગયા બાદ પાણીનો પ્રવાહ નરમ પડ્યો, ત્યારે નૌકા એટલે દૂર જતી રહી હતી કે હવે ત્યાંથી નવકુમારને માટે પાછા ફરવું એ તદ્દન જ મુશ્કેલી ભર્યું કાર્ય લાગવા માંડ્યું. વહાણમાં આ વિષય ઉપર વાટાઘાટ થવા લાગી. આ સ્થળે કહેવું આવ-

શ્યક છે કે નવકુમારના સાથીદાર તરિક નૌકામાં તેનું કોઈ પણ આત્મીય જન નહોતું. જે હતાં તે માત્ર તેનાં પડોશી અથવા ગામનાં માણસો હતાં. એ લોકોએ વિચાર કર્યો કે હવે આટલે બધે દૂરથી પાછા ફરવું એ નકામું છે. પાછા ફરવાથી નવકુમાર મળે પણ ખરો અને ન પણ મળે. વળી પાછા ફરતાં લાંબો વખત નીકળી જાય. અને પછી રાત પડી જાય. એટલે બીજા દિવસ સિવાય ત્યાંથી નીકળી શકાય નહિ. નૌકાના બધા પ્રવાસીઓ ભૂખ્યા તરસ્યા ત્યાં પાછા જાય અને એક જીવને લીધે બધા જીવ જોખમમાં પડે એ તેમને ઠીક લાગ્યું નહિ; અને પાછું જવા છતાં પણ નવકુમાર મળી શકે એવો ચોક્કસ સંભવ તો હતો જ નહિ. બીજે દિવસે પણ બળતણ વિના ભોજન કાર્ય થઇ શકે એમ તો હતું નહિ. વળી બીજે દિવસે ઝાર આવે ત્યારપછી પાછા ફરાય તેમ હતું. એટલા બધા વખત સુધી પાણીમાં ભૂખ્યા તરસ્યા રહેવું અને જોખમ ખેડવું એ કોઇને પણ ઠીક લાગ્યું નહિ. વળી માછી લોકો પણ પાછા ફરવાને ના પાડતા હતા. તેઓ તો એમ જ કહેતા હતા કે નવકુમારને વાઘે મારી નાંખ્યો હશે. એટલે હવે પાછું શી રીતે ફરાય? આ બધો વિચાર કરીને મુસાફરો નવકુમારને છોડી દઇને પોતપોતાના દેશ તરફ જવાનું જ યોગ્ય સમજવા લાગ્યા. નવકુમારને સમુદ્રતીરની નજીકના જંગલમાં તેના નસિબના આશરે તજી દેવામાં આવ્યો!

ઉપકારને બદલે અપકાર તે આનું નામ કહેવાય! સર્વનાં ઉદરનું પોષણ કરવાને માટે એક અગત્યનું સાધન લેવા જે યુવક ગયો તેને છોડીને આવી રીતે ચાલ્યા જવું એ ભારે કૃતઘ્નતા હતી. આ ઉપરથી આપણે એવો વિચાર કરવો ન જોઇએ કે સારાં કામ આપણે કરવાનું માથે ન ઉઠાવવું. સેવાધર્મ પરમ ગહન છે, અને તે કરનારને તો ડગલે ને પગલે આવા કડવા અનુભવ લેવા પડે છે. નવકુમારને પણ સેવાધર્મનો આજે આવો અતિશય કડવો અનુભવ મળ્યો હતો!

## પ્રકરણ ૩ જું

---

ઉપર આભ અને તળે ધરતી !

"—Like a veil.
Which if withdrawn, would but disclose the frown
Of one who hates us, so the night was shown
And grimly darkened o'er their faces pale
And hopeless eyes."

*Don Juan.*



જે ઠેકાણેથી નવકુમારને છોડીને તેના સાથીદારો ચાલ્યા ગયા હતા તે ઠેકાણાથી થોડેક દુર દોલતપુર અને દરિયાપુર નામનાં બે નાના ગામડાંઓ હાલ આવેલાં છે. પણ જે સમયની આપણે આ વાત કરીએ છિએ તે વખતે ત્યાં વસ્તિનું કાંઇપણ ચિન્હ નહોતું. ચારે બાજુએ જંગલ આવેલું હતું. બધે ઠેકાણેની જમીન પણ સપાટ નહોતી. સાગરસંગમથી જંગલના ભાગમાં દૂર નજર નાખતાં રેતીના મોટા મોટા ડુંગરા અને ટેકરીઓ ઘણે ઠેકાણે દેખાતા હતા. બપોરનો વખત હતો એટલે સૂર્યદેવના તેજસ્વી કિરણોથી રેતીની ટેકરીઓની ઉપરનો ભાગ ચમકારા મારી રહ્યો હતો અને તે ઘણો જ સુંદર લાગતો હતો.

રેતીના ડુંગરા, ગાઢ જંગલ અને ખારા પાણીવાળા નદીના તટ આગળના આવા નિર્જન પણ રમણીય પ્રદેશમાં સર્વથી વિખૂટો પડીને, પોતાનાં સગાં સહોદર, પોતાની સંગાથનાં માણસો, વનનાં હિંસક પશુઓની ચિંતા વગેરેનો વિચાર કરતો મધ્યાન્હકાળે નવકુમારને ઊભેલો આપણે જોઇએ છિએ. મહા કષ્ટથી લાકડાંનો ભારો લઇને કિનારે આવતાં નવકુમારે જ્યારે વહાણને ન દીઠું ત્યારે

પહેલાં તો તે ઘણોજ ગભરાયો; પણ સાથેના માણસો પોતાનો હંમેશને માટે ત્યાગ કરીને સ્વાર્થાંધ બનીને ચાલ્યા ગયાં છે એવો તો તેને સ્વપ્ને પણ ખ્યાલ ન જ આવ્યો. તેણે વિચાર કર્યો કે ઝાર આવવાથી આ સ્થળે વહાણુ સલામત રહે એવો સંભવ નથી એમ ધારીને વહાણુ ચલાવનારાઓ વહાણુને કોઇક નજીકના સ્થાનમાં લઇ ગયેલા હશે. જ્યારે પાણીનો પ્રવાહ માફકસર થશે એટલે જલદીથી નાવ પોતાને લેવાને પાછું ફરશે એવી નવકુમારને આશા હતી. આ આશાથી તે લાંબા વખત સુધી કિનારા ઉપર ડોળા તાણીને નાવની રાહ જોતો ભૂખ્યો તરસ્યો ઊભો રહ્યો. પણ તેની આશા નિષ્ફળ નિવડી. ત્યાં નૌકા આવી પણ નહિ તેમ જ દૂર નજરે પણ ન પડી. તેમાંના કોઇ માણસનો પણ પત્તો ન લાગ્યો. નવકુમારની આશા નિરાશામાં ફેરવાઈ ગઇ. નિરાશા રૂપી દુષ્ટ ડાકણની સાથે હવે ક્ષુધા અને તૃષારૂપી પિશાચનીઓએ નવકુમાર ઉપર એકસામટો હુમલો કરવો શરૂ કર્યો. ભૂખ અને તરસથી નવકુમાર આકુળવ્યાકુળ બની ગયો. ભૂખનો ત્રાસ તો સહન થાય પણ તૃષાથી તેનું ગળું સૂકાઇ જવા લાગ્યું,અને કંઠે પાણીનો શોષ પડવા લાગ્યો. નદીમાં પાણી તો પુષ્કળ હતું, પણ દરિયાની નજીકનો પ્રદેશ હોવાથી તે પાણી તદ્દન ખારૂં અને પીવાના ઉપયોગમાં આવે એમ નહોતું. તેણે હવે નૌકાની રાહ જોવાનું છોડી દીધું અને કિનારા ઉપર આમ તેમ ચારે બાજુ ફરીને કોઇ સ્થળે નૌકા દેખાય છે કે કેમ તે જોવા માંડયું. પણ કોઇ પણ સ્થળે નૌકા જણાઇ નહિ. આથી તે નિરાશ બનીને પોતાની જગ્યાએ પાછો આવ્યો.

નૌકા હજુ પણ ન આવી તેથી નવકુમારે એમ જાણ્યું કે ઝાર નબળો પડશે એટલે નૌકા પાછી ફરશે. પણ ઝાર કમતી થઇ ગયા છતાં પણ જ્યારે નૌકા પાછી ન જ ફરી, ત્યારે નવકુમારનું હૃદય દારૂણુ ચિંતાથી ભરાઇ ગયું. જો નૌકા પાછી ફરવાની હોત તો આટલા વખતમાં પાછી ફરી ગઈ હોત.

નવકુમારની હવે પક્કી ખાત્રિ થઇ ગઇ કે કાં તો હોડી પાણીના

ઝારમાં સમતોલ ન રહેવાથી નાશ પામીને ડુબી ગઇ છે, અથવા તો સાથેનાં માણસો પોતાને ઉપર આભ અને તળે ધરતી જેવા નિર્જન સ્થાનમાં એકલો અટુલો ભાગ્યદેવીના ભરોંસે છોડીને અને ઉપકારનો બદલો અપકારથી વાળીને ત્યાંથી ચાલ્યા ગયા છે.

ગામ નહિ, આશ્રય નહિ, લોક નહિ, ભોજનની સામગ્રી નહિ, પાણી નહિ, અને હિંસક પશુઓના ભયથી જીવનની પણ ખાત્રિ નહિ; એવા સ્થળમાં નવકુમાર હવે ધૈર્ય ધારણ કરી ન શકયો. ક્ષુધા અને તૃષાથી તેનું હૃદય ચીરાઈ જવા લાગ્યું, અને તે બેભાન સરખો બની જવા લાગ્યો. રાત્રે જ્યારે કડકડતી ઠંડી પડે ત્યારે વિશ્રાંતિ લેવાને કોઇપણ સલામત જગ્યા નજીકમાં ન હતી. વિશાળ નદી અને સાગરના સંગમ આગળના સ્થળ પર, હિમ વર્ષાવનાર આકાશ તળે નિરાશ્રય અને કાંઇ પણ ઓઢવા પાથરવા સિવાય રેતીમાં શરીરનાં હાડકાં આખી રાત ઘસવા સિવાય બીજો ઉપાય રહ્યો નહોતો. રાતના પહોર વાઘ વરૂ વિગેરે પશુઓ સામે એકલે હાથે, કાંઈ પણ બચાવના સંગીન સાધન વિના વિજય મેળવવો પણ મુશ્કેલ હતો. આવી શોચનીય સ્થિતિનો અંતિમ અંત મૃત્યુ છે એમ નવકુમારને નક્કી લાગ્યું.

નવકુમારનું મગજ ભમવા લાગ્યું. દારૂડીયો માણસ આમથી તેમ અરબડીયાં ખાય તેમ એક ઠેકાણેથી બીજે ઠેકાણે અને બીજે ઠેકાણેથી ત્રીજે ઠેકાણે એમ નવકુમારે જંગલમાં ભટકવા માંડયું. ધીરેધીરે અંધારૂં થઇ ગયું. માથા ઉપર આકાશમાં તારાઓ ઉગવા લાગ્યા. ચારે બાજુ ગંભીર અને માનવ જાતને એકલી અટુલી સ્થિતિમાં ગભરાવી નાખે એવી ભયંકર શાંતિ પથરાઈ ગયેલી હતી. માત્ર સમુદ્રનાં મોજાંઓની ગંભીર ગર્જના જ આ શાંતિને ભેદી શકતી હતી. તે સિવાય સર્વ સ્થળે સંપૂર્ણ શાંતિ જણાતી હતી.

નવકુમારે આકાશ સામી નજર કરી. પોતાના સ્વદેશમાં જેવી રીતે આકાશ હતું તેવુંજ આકાશ અહીં પણ હતું. જે તારાઓ પોતાના દેશમાંથી તે ઉદય પામેલા જોઈ શકતો હતો તે જ તારાઓ તે અત્યારે અહીંથી પણ જોઇ શકતો હતો. પોતાના ઘરની નજીકમાં

જેવા પ્રકારનાં ઝાડપાન તે જોઈ શકતો હતો તેવા જ પ્રકારનાં ઝાડ પાન અહીં પણ જણાતાં હતાં; પણ ઘરને આંગણે માણસની જે મદની હતી,–તેમનો જે કલરવ હતો, અને ત્યાં જે અન્ય આવશ્યક શાંતિદાયક સાધનો હતાં તે અહીં નહોતાં. ઉંચે, નીચે, કદિ એક રસ્તે તો કદિ બીજે રસ્તે, કદિ ટેકરીની ટોચ ઉપર તો કદિ ઝાડીના ગીચ ભાગમાં એમ નવકુમાર આથડવા લાગ્યો. રસ્તામાં જંગલી અને ફાડી ખાનારાં પશુઓના હુમલાનો ભય હતો. પણ બેસી રહેવાથી કાંઈએ મુશ્કેલી ટળી શકે એમ નહોતું, તો નવકુમારે કાંઈ અન્ન પાણી અગર વસ્તિવાળા પ્રદેશની શોધમાં શા માટે ભટકવું ન જોઈએ ? ઉદ્યમ અને પ્રવૃત્તિ સિવાય કયું કાર્ય સફળ થઈ શકે છે ? હાથ જોડીને બેસી રહેવાથી દૈવ કયારે મનુષ્યને અનુકુળ થાય છે ? પ્રયત્ન સિવાય વિજયદેવી કયારે વરમાળ આરોપે છે ?

**उद्यमेन हि सिध्यन्ति कार्याणि न मनोरथैः ।**
**न हि सुप्तस्य सिंहस्य प्रविशन्ति मुखे मृगाः ॥**

બેઠા બેઠા વિચાર કરવાથી કાર્ય નથી થતાં. તેમાં તો ઉદ્યમની જ જરૂર પડે છે. સૂતેલા સિંહના મ્હોમાં હરણો આપોઆપ આવીને નથી પડતાં. તેની શોધમાં વનરાજને ભટકવું જ પડે છે.

આવા વિચારોને હૃદયમાં સ્થાન આપીને ચાલવાની શક્તિ ન છતાં, પડતો આખડતો, અંધારામાં અથડાતો, કુટાતો, નવકુમાર માર્ગ કાપવા લાગ્યો. બહુ ચાલવાથી આખરે નવકુમારને બહુ થાક લાગ્યો. ભૂખતરસને લીધે તેને બમણો થાક લાગ્યો હતો. એક રેતીની ટેકરીની તળેટી આગળ તેને અઢેલીને નવકુમાર બેઠો. ઘરની સુખપૂર્ણ શય્યાનું તેને સ્મરણ થયું. જ્યારે માણસ શારીરિક અથવા માનસિક શ્રમથી પીડાતો હોય છે, ત્યારે ઉંઘ પણ તેનાથી દૂર ભાગે છે. નવકુમારની પણ એજ દશા થઈ. પણ આખરે લાંબે વખતે નવકુમારને નિંદ્રા આવી, અને રેતાળ જમીન ઉપર ત્યાંજ તે લાંબો થઈને ઢળી પડયો.

નિદ્રા કેવી અજબ વસ્તુ છે ! ગમે તેવો દુઃખી, ગરિબ કે સાધ-

નહીન માણસ હોય, ગમે તેવી કાયિક કે માનસિક ચિંતાથી મનુષ્ય પીડાતો હોય, પણ નિદ્રા જ્યારે તે અભાગી જીવને પોતાના આશ્રયમાં લઇ લે છે ત્યારે માણસ ઘડીભરને માટે પોતાનાં સર્વ દુઃખો વિસરી જાય છે. આને જ ખાતર નિદ્રાને દેવીની ઉપમા આપવામાં આવી છે, અને તેની ગોદને મીઠી અને મધુર ગણી છે! જગતના સર્વ જીવોને પરમ શાંતિ આપનાર આ નિદ્રાદેવીની મીઠી ગોદમાં પોતાની હાલની શોચનીય સ્થિતિને તાત્કાળિક વિસરી જઇને નવકુમાર સુખનાં સ્વપ્નાં અનુભવી રહ્યો હતો. ભવિષ્યના પેટામાં શું ભરાયેલું છે તે માનવી કયારે જાણી શકયો છે?

---

## પ્રકરણ ૪ થું

---

### રેતીની ટેકરી ઉપર

"विस्मय जुत देख्यो निकट,
भीषन दर्शन रूप।"
"मेघनादवध।"



જે વખતે નવકુમારની નિદ્રાનો ભંગ થયો ત્યારે રાત્રિ અર્ધી વીતી જવા આવેલી હતી. અત્યારસુધી કોઇ પણ વાઘ અથવા બીજા હિંસક પશુએ પોતાનો વધ ન કર્યો એ માટે નવકુમારને નવાઇ લાગી. આમતેમ નજર કરીને જોયું કે નજીકમાં કોઇ હિંસક પશુ દેખાય છે કે નહિ. નજીકમાં તો કાંઈ પણ ન દેખાયું; પણ દૂર નજર કરતાં તેને એક ઠેકાણે અજવાળું જણાયું. આ સ્વપ્ન છે કે સત્ય છે; ભૂખ અને તરસથી વ્યાકુળ બનેલી આંખોએ જણાતું આ અજવાળું સત્ય હતું કે મિથ્યા ભ્રમ હતો તે વાતની બરોબર ચોકસાઇ કરવાને માટે નવકુમારે એક બે વાર આંખો ચોળીને ચોક્કસ જોયું.

ધીમે ધીમે અજવાળું વધારે અને વધારે સ્પષ્ટ જણાવા લાગ્યું, અને તે સ્થળેથી સળગેલા દેવતામાંથી ભડકા નીકળતા હોય એમ સ્પષ્ટ જણાતું હતું. આ દેખાવથી નવકુમારના હૃદયમાં નવજીવનનો સંચાર થયો. આશાનાં અંકુરો તેના હૃદયમાં ઉગવા લાગ્યાં. તેણે વિચાર કર્યો કે માણસ વિના અગ્નિની ઉત્પત્તિનો સંભવ નહોતો, કારણ કે આ કાંઇ દાવાનળનો અગ્નિ નહોતો. નવકુમાર જેમતેમ પોતાની શક્તિ એકઠી કરીને ત્યાંથી ઉઠયો, અને જ્યાંઆગળથી અજવાળું આવતું હતું તે તરફ તે જવા લાગ્યો. એક વાર મનમાં એમ પણ વિચાર આવ્યો કે આ કાંઇ ભૂતપ્રેતના તો ભડકા નહિ હોય? કદાચ તેમ પણ કેમ ન હોય? પણ વળી એમ પણ વિચાર આવ્યો કે હોય તો પણ તપાસ તો કરવી જોઇએ. તપાસ કર્યા વિના પણ ભૂખતરસથી જીવ તો હવે બચે એમ હતું જ નહિ: તો ત્યાં સુધી જવામાં શું નુકશાન હતું? એમ વિચાર કરીને જરાક પણ ગભરાયા વગર નિર્ભય ચિત્તે તે જવા લાગ્યો. રેતી અને ઝાડીથી તેના માર્ગમાં અનેક અડચણો આવવા લાગી, પણ તે સર્વને ન ગણકારતાં બધાને વટાવીને તે આગળ ચાલ્યો. અજવાળું આવતું હતું તેની નજીક જતાં જણાયું કે એક ઘણી ઉંચી રેતીની ટેકરી ઉપર દેવતા બળે છે. તેના અજવાળામાં ત્યાં ઉભેલા એક માણસની મૂર્તિ આકાશમાં જાણે એક ચિત્ર ચીતર્યું હોય એવી નીચેથી જણાતી હતી. ટેકરીની નજીક જવાને માટે નવકુમાર હવે તલપાપડ થઈ ગયો, અને તે પુષ્કળ વેગથી તે તરફ આગળ વધવા લાગ્યો. છેવટે રેતીની ટેકરી આગળ તે આવી પહોંચ્યો, અને પછી ટેકરી ઉપર ચડવા લાગ્યો. છેવટે તે ટેકરીની ટોચ નજીક જઇ પહોંચ્યો; પણ ત્યાં જઇને તેણે જે દેખાવ જોયો તેથી તેનાં રૂવેરૂવાં ઉભાં થઈ ગયાં. તે સ્થળે થોભવું કે ત્યાંથી પાછા ચાલ્યા જવું તેનો પણ નિર્ણય તે કરી શકયો નહિ.

અગ્નિની નજીક બેઠેલો મનુષ્ય આંખો બંધ કરીને ધ્યાનમાં નિમગ્ન થઇને બેઠેલો હતો. તેણે પહેલાં નવકુમારને જોયો નહિ. નવકુમારે જોયું કે તે માણસની ઉમ્મર આશરે પચાસ વર્ષની હશે. તેણે

કાંઈ વસ્ત્ર પહેર્યું હતું કે કેમ તે જાણી શકયો નહિ; કારણ કે કેડથી માંડીને જાંઘ સુધી તેણે વ્યાઘ્રચર્મ ધારણ કર્યું હતું. ગળામાં તેણે રૂદ્રાક્ષની માળા ધારણ કરેલી હતી. મ્હોં ઉપર તથા ખભા ઉપર માથાની જટાના કાળા, અને રાખોડીવાળા વાળ વીખરાયલા પડયા હતા. નજીક અગ્નિ ભડભડ બળતો હતો. આ અગ્નિની જ્વાળાઓ દૂરથી જોઈ નેજ નવકુમાર અહીં સુધી આવી શકયો હતો. નવકુમારને ચારે બાજુ એક પ્રકારની વિકટ દુર્ગંધ ફેલાયલી માલૂમ પડી. તે માણસના આસન તરફ નજર કરતાં તેનું કારણ તેને સમજાયું. આ જટાધારી મનુષ્ય માથા વગરના એક શબ ઉપર બેઠેલો હતો. ત્યાં આગળ ઢેર ઢેર હાડકાં વીખરાયલાં પડેલા હતાં. એટલે સુધી કે તે ધ્યાનમગ્ન પુરૂષના ગળામાંની રૂદ્રાક્ષની માળામાં પણ રૂદ્રાક્ષના મણકાની સાથે હાડકાંના નાના નાના ટુકડા બાંધેલા જણાતા હતા. નજીકમાં એક મનુષ્યની ખોપરી પડેલી હતી અને તેમાં લાલ રંગનો હોમવાનો પદાર્થ ભરેલો હતો. આ ભીષણ દૃશ્ય જોઈને ભયભીત બનીને સ્તંભિત ચિત્તથી નવકુમાર ત્યાંઆગળ ઉભો રહ્યો. હવે શું કરવું તેનો તે નિર્ણય કરી શકયો નહિ. તેણે દેવીભક્તોની વાતો સાંભળી હતી. આ દેવીભકતો અથવા કાપાલિકો કેવા પ્રકારના ભયંકર મનુષ્યો હોય છે તે પણ નવકુમારે સાંભળ્યું હતું. નવકુમાર સમજી ગયો કે આ માણસ કાપાલિક છે.

જ્યારે નવકુમાર આમ વિચાર કરી રહ્યો હતો તે વખતે કાપાલિક મંત્રસાધનામાં, અથવા જપમાં કે ધ્યાનમાં લીન બનેલો હતો. તેથી તે નવકુમારને જોઈ શકયો નહિ. લાંબા વખત સુધી આવી રીતે રાહ જોયા બાદ નવકુમારે જોયું કે કાપાલિકે આંખો ઉઘાડી. કાપાલિકે નવકુમારને જોઇને પૂછ્યું:–" કોણ છે ? "

નવકુમાર:—" બ્રાહ્મણ. "

કાપાલિક:—" ઉભો રહે. "

એમ કહીને તે પોતાના કાર્યમાં ફરીથી રોકાયો. નવકુમાર ઉભો રહ્યો.

આવી રીતે લગભગ અર્ધો પહોર જેટલો વખત વીતી ગયો. પછી કાપાલિક નવકુમારને ઉદ્દેશીને બોલ્યો:–" મારી પાછળ આવ."

એક વાત તો સ્પષ્ટ હતી કે બીજા કોઇ પ્રસંગે તો નવકુમાર કદિ પણ તે ભયંકર વ્યક્તિની પાછળ ન જાત, પણ અત્યારે ભૂખ અને તરસથી તે આકુળવ્યાકુળ બની ગયેલો હતો. તે બોલ્યો: " જેવી પ્રભુની ઇચ્છા! પણ હું ભૂખ અને તરસથી બહુ જ પીડાઉં છું. આજ્ઞા આપો કે ક્યાં જવાથી હું ભોજનના પદાર્થો મેળવી શકીશ ?"

કાપાલિક:—" મા ભૈરવીની આજ્ઞા છે! મારી પાછળ ચાલ્યો આવ. તને સંતોષ થશે. જય જગદંબે!"

નવકુમાર કાપાલિકની પાછળ પાછળ ચાલ્યો. બન્ને જણ ઘણે દૂર સુધી ચાલ્યા. માર્ગમાં કાંઇ પણ વાર્તાલાપ બન્ને વચ્ચે થયો નહિ. છેવટે એક પર્ણકુટી આવી. ત્યાં કાપાલિક થોભ્યો. ઝુંપડીમાં તે પહેલાં પેઠો અને પછી નવકુમારને આવવાની આજ્ઞા કરી. તે પછી નવકુમારને ખબર પણ ન પડે તેવી રીતે તેણે કોઇક યુક્તિથી અગ્નિ સળગાવ્યો. અજવાળાના પ્રકાશમાં નવકુમારે જોયું કે આ ઝુંપડી મોટાં મોટાં પાંદડાંની બનેલી છે. તેમાં કેટલાંક વ્યાઘ્રચર્મ એક પાણીનો ઘડો, અને થોડાંક કંદમૂળ પડેલાં હતાં.

અગ્નિ બરોબર સળગાવ્યા પછી કાપાલિક બોલ્યો:–" ફળમૂળ ખાજે; અને પાંદડાંનો પડિયો બનાવી જળપાત્રમાંથી પાણી પીજે. વ્યાઘ્રચર્મ પડ્યું છે. ઇચ્છા થાય તો સુઇ જજે. બીક રાખીશ નહિ. વાઘ વગેરેની બીક નથી. કોઈક બીજી વખતે આપણો મેળાપ થશે. જ્યાંસુધી હું ફરીથી મળું નહિ ત્યાંસુધી આ ઝુંપડી છોડીને જઈશ નહિ."

એમ કહીને કાપાલિક ત્યાંથી ચાલ્યો ગયો. નવકુમારે ફળમૂળ ખાધાં, અને પડિયો બનાવીને પાણી પીધું. હવે તેનો જીવ શાંત થયો. તે વ્યાઘ્રચમ ઉપર સૂઈ ગયો, અને અતિશય શ્રમથી પીડાયલો હોવાથી તે તરતજ ઉંઘી ગયો.

---

## પ્રકરણ ૫ મું

### સમુદ્રને કિનારે

"————योगप्रभावो न च लक्ष्यतेते ।
बिभर्षिचाकार मनिवृतानां मृणालिनी हैममिवोपरागम् ॥"
"रघुवंश ।"

" She was a phantom of delight,
When first she gleamed upon my sight;
Lovely aparition sent,
To be a moment's ornament. "
" Perfect Woman."
—*Wordsworth.*

" આત્મ સુંદર હૃદય સુંદર સુમન સુંદર સુંદરી,
" સૃષ્ટિતણા સૌંદર્યનો શૃંગાર બનતી સુંદરી;
" ચાતુર્ય સુંદર, સ્નેહ સુંદર, કુલમણી ગૃહસુંદરી,
" સુંદર બની સુંદર બનાવે, એક એ ગુણસુંદરી. "
—લલિત.




વારના પહોરમાં ઉઠીને નવકુમાર પ્રાતઃકર્મથી પરવારીને ઘેર જવાનો ઉપાય શોધવા લાગ્યો. કાપાલિકના આશરે હવે રહેવું તે તેને અયોગ્ય લાગ્યું. પણ અજાણ્યા રસ્તે ક્યાં જવું, એ તેને પ્રશ્ન થઇ પડ્યો. કાપાલિક રસ્તો જરૂર જાણતો હશે. પણ તેને પૂછવાથી શું તે બતાવશે ? અત્યારસુધીના કાપાલિક સાથેના પરિચય ઉપરથી તો

નવકુમાર એવું અનુમાન ખેંચી શકતો હતો કે કાપાલિકથી બ્હીવાનું કાંઇ ખાસ કારણ નથી. વળી કાપાલિકે પોતે પાછો ફરે ત્યાંસુધી ઝુંપડી છોડીને જવાની મનાઇ કરેલી હતી; અને તેનાથી વિરૂદ્ધ કમ કરીને તેને ચીડવવામાં કાંઈ માલ નહોતો. કાપાલિક લોકો મંત્રતંત્ર અને જપતપ વિગેરેમાં પ્રવીણ હોય છે. મંત્રબળના પ્રભાવથી તેઓ પોતાનું ધાર્યું કરી શકે એમ હોય છે. તેથી આવા પ્રકારનું જોખમ ખેડવું અયોગ્ય હતું. આવો વિચાર કરીને નવકુમારે ઝુંપડીમાં હાલને માટે રહેવાનું નક્કી કર્યું.

ધીમે ધીમે દિવશ વહી ગયો, પણ કાપાલિક પાછો ન ફર્યો. પહેલા દિવસનો ઉપવાસ, અત્યારસુધી પણ ઉપવાસ, એ સર્વથી તેની ભૂખ વધી ગઈ હતી. ઝુંપડીમાં જે થોડાંઘણાં ફળ વિગેરે હતાં તે તો તે પહેલી રાતે જ ખાઈ ગયો હતો. હવે તો ઝુંપડીની બહાર ન જાય તો ખાવા પીવાનું મળી શકે એમ નહોતું. એમ કરતાં કરતાં સાંજ પડવા આવી. હજુ પણ કાપાલિક પાછો ન ફર્યો. હવે તો નવકુમાર ભૂખથી અત્યંત વ્યાકુળ થઈ ગયો. તે ઝુંપડીમાંથી ફળની શોધમાં બહાર નીકળ્યો. રેતીવાળી જમીનમાં જેવા પ્રકારનાં ઝાડ ઉગે છે તેવાં ઝાડ પૈકી એક ઝાડનાં ફળ તેણે ખાઈ જોયાં. તે બદામની માફક ઘણાં જ સ્વાદિષ્ટ લાગ્યાં. તે તેણે પેટ ભરીને ખાધાં અને પોતાની ક્ષુધા શાંત કરી. તે રેતીની ટેકરી ઘણા મોટા વિસ્તારવાળી નહોતી. એટલે આજુબાજુ ફરતો ફરતો નવકુમાર ત્યાંથી દૂર ગાઢ જંગલમાં નીકળી ગયો. જંગલમાં તે માર્ગ વિસરી ગયો. જેઓએ થોડાક વખતને માટે પણ જંગલમાં પ્રવાસ કર્યો છે તેઓ તરત જ જાણી શકશે કે જંગલમાં રસ્તો ભૂલવાથી અસહ્ય વિટંબણાઓ ભોગવવી પડે છે. નવકુમારની પણ એ જ દશા થઇ. થોડેક દૂર જવા બાદ ઝુંપડીનો રસ્તો કયો તેનો તે નિર્ણય કરી ન શકયો. ગંભીર જળનો કલકલ કરતો શબ્દ તેના કાને અથડાયો. તે સમજી ગયો કે આ સમુદ્રની ગર્જના હતી. થોડોક વખત સુધી તે આગળ ચાલ્યો એટલે જંગલ પુરૂં થયું અને તે દરિયાના કિનારા આગળ આવી

પહોંચ્યો. એક બાજુએ રેતાળ કિનારો, નજીકમાં લીલું છમ જેવું ગાઢું જંગલ, અને સામી બાજુએ નીલવર્ણાં જળનો અનંત રાશિ; એ સર્વ જોઇને કોનું હૃદય પ્રફુલ્લ ન થાય ? સૃષ્ટિસૌંદર્યનું અતિ મનોહર દશ્ય ત્યાં નવકુમારની નજરે પડયું. તે રેતાળ કિનારા ઉપર બેસી ગયો. સામે ગર્જના કરતો ગંભીર મહાસાગર ઉછળી રહ્યો હતો. બન્ને બાજુએ જેટલે દૂર સુધી નજર જાય તેટલે દૂર સુધી સર્વ સ્થળે ફીણવાળાં જળનાં મોજાં ઉછળતાં જણાતાં હતાં.

સાયંકાળનો સમય હતો, અને ભગવાન સૂર્યનારાયણ પશ્ચિમ દિશામાં અસ્ત થવાની તૈયારીમાં હતા. આકાશમાં ચારે બાજુ રતાશ ફેલાઈ રહેલી હતી, અને દૂર દરિયાના ઉછળતા જળમાં સૂર્યનો તેજસ્વી ગોળો ડૂબતો જણાતો હતો. કોઈ યુરોપીન વેપારીઓનું એક વહાણ સફેદ સઢ ફુલાવી દૂર જળમાં માર્ગ કાપતું જતું હતું. આ સવ સૌંદર્ય નીહાળવામાં નવકુમાર એટલો બધો લીન થઈ ગયેલો હતો કે તે ત્યાં કેટલી વારસુધી બેસી રહ્યો તેનું તેને ભાન પણ ન રહ્યું. પણ ધીમે ધીમે પુષ્કળ અંધારૂં થવા માંડયું. હવે ઝુંપડી તરફ જવાનો માર્ગ શોધવો જોઇએ એમ નવકુમારે નિશ્ચય કર્યો. તે લાંબો નિઃશ્વાસ નાખીને ઉભો થયો.

એટલામાં તેની નજર નજીકમાં ઉભેલી એક અતિ સુંદર મૂર્તિ ઉપર પડી. તે આશ્ચર્યથી બે પળ થંભી ગયો ! સંધ્યાકાળના અસ્પષ્ટ પ્રકાશમાં પણ તે મનોહર મૂર્તિ અતિશય રમણીય લાગતી હતી. તે એક અતિશય સુંદર બાલિકા હતી. તેનો કેશસમૂહ ખુલ્લો હતો, અને માથા ઉપરથી ખભા ઉપર થઈ ઠેઠ કમર સુધી અસ્તવ્યસ્ત સ્થિતિમાં વીખરાયલો પડયો હતો. તે સુંદરીનું નિર્મળ અને સુંદર વદન સ્પષ્ટ જણાતું નહોતું, પણ કાળાં વાદળામાં છુપાયલા ચંદ્રના છુટકારાના વખતના જેવું તે અત્યારે આનંદ આપતું હતું. તે સુંદરીનાં વિશાળ લોચન અતિશય સ્થિર અને શાંત છતાં તેજસ્વી હતાં. કદળી સમાન નાજુક દેહલતા ચંદ્રનાં કિરણ સમાન કાંતિમાન હતી, અને શરિરનો બાંધો સુદઢ હતો તથા તેનું અંગ સરવરના વૃક્ષ સમાન સીધું

હતું. કેશરાશિમાં બન્ને હાથ કાંઇક અંશે ઢંકાઈ ગયલા હતા. પણ તે હાથની કાંતી છૂપી રહી શકતી નહોતી. રમણીના અંગ ઉપર એક પણ આભૂષણ નહોતું. આ દિવ્ય મૂર્તિમાં કાંઇક મનોહર આકર્ષણ-શક્તિ હતી. પણ તે શક્તિ કેવા પ્રકારની હતી તે અમે કહી શકતા નથી. પરવાળા સમાન અધરની અંદર દાડમની કળી સમાન સુંદર અને સફેદ દંતપંક્તિ છૂપાઈ રહેલી હતી.

આવા નિર્જન સ્થાનમાં આ મનોહર મૂર્તિને જોઇને લાકડાના પૂતળાની માફક નવકુમાર ઉભો રહ્યો. તેની વાચાશક્તિ બંધ થઇ ગઇ. તે સ્તબ્ધ બનીને જોવા લાગ્યો. રમણી પણ કાંઈ બોલી નહિ. તે પોતાનાં વિશાળ નેત્રો વતી એકી ટશે નવકુમાર સામું જોવા લાગી. બન્ને જાણે પત્થરમાંથી કોરી કાઢેલાં પૂતળાં હોય તેવી રીતે એક બીજાની સામે જોતાં ઉભાં હતાં. ફરક માત્ર એટલો હતો તે નવકુમારની દષ્ટી ચકિત થયેલા માણસના જેવી હતી, જ્યારે તે અજ્ઞાત રમણીનાં નેત્રોમાં એવા પ્રકારના ભાવની સ્હેજ પણ છાયા દેખાતી નહોતી.

આવી રીતે થોડીક પળો સુધી બન્ને જણાં એક બીજા સામું જોતાં ઉભાં રહ્યાં. એટલામાં રૂપેરી ઘંટડી જેવો તે તરૂણીનો કંઠસ્વર સંભળાયો. અતિ મૃદુ અને કોમળ અવાજથી તે બોલી, "પથિક! તમે માર્ગ વિસરી ગયા છો?"

આ અવાજથી નવકુમારના હૃદયમાં ઝણઝણાટ થઈ ગયો. એક પળ સુધી તે રોમાંચ અનુભવવા લાગ્યો. પણ તે એટલો બધો આશ્ચર્ય પામ્યો હતો કે તે સુંદરીના પ્રશ્નનો શો પ્રત્યુત્તર આપવો તે તે જાણી શકયો નહિ. તે મૂઢની માફક પહેલાંની પેઠે ઉભો જ રહ્યો!

પોતાના પ્રશ્નનો કાંઈ પણ જવાબ ન મળવાથી "આ બાજુએ આવો!" એમ કહીને તે ચાલી. તેનાં પગલાંનો અવાજ સંભળાવા લાગ્યો. ચાવી આપેલા પૂતળાની માફક નવકુમાર તેની પાછળ ચાલ્યો. એમ આગળ આગળ ચાલતાં ચાલતાં એક નાના જંગલના માર્ગમાં થઇને ચકરાવો લેતાં નવકુમારે આગળ નજર કરી તો સુંદરી અદશ્ય થઈ ગઈ હતી! સામે નજર કરતાં અગાઉ વર્ણવેલી ઝુંપડી નજરે પડી.

# પ્રકરણ ૬ ઠું.

## કાપાલિક સાથે મેળાપ.

" कथं निगड़संयतासि द्रुतम् ।
नयामि भवती मित:——— "

——" रत्नावली । "



વકુમાર ઝુંપડીમાં પેઠો. તે ઝુંપડીનું બારણું બંધ કરીને હાથનું ઉશીકું કરીને બેઠો અને વિચારમાં પડયો. તે સુંદરી કોણ હશે ? દેવી હશે કે મૃત્યુલોકની કોઈ સુંદરી હશે ? સ્વર્ગની અપ્સરા હશે કે સાક્ષાત વનદેવી હશે ? તે સુંદરીનું નિર્મળ અને સુંદર મુખ, આભૂષણ ન છતાં પણ દિવ્ય તેજથી ઝળહળી રહેલી કાંતિવાન દેહલતા, મધુર અને કર્ણપ્રિય સ્વર, અને હાથીના જેવી ચાલ એ સર્વ નવકુમારને સાંભરી આવવા લાગ્યાં. છુટા કેશકલાપ વચ્ચે ચંદ્ર જેવી પ્રભા પ્રસરાવતું તે નિર્દોષ અને નિર્મળ મુખડું નવકુમારને વળી વળીને સાંભરી આવવા લાગ્યું. " પથિક ! તમે માર્ગ વિસરી ગયા છો ?" એ શબ્દો નવકુમારને વળી વળીને યાદ આવવા લાગ્યા. આવા નિર્જન સ્થાનમાં અને જંગલમાં આવી દિવ્ય રમણી કયાંથી ? આવી આવી શંકાઓથી તેના હૃદયમાં આંદોલન થવા લાગ્યું. પણ તે કશી વાતનો નિર્ણય કરી શકયો નહિ. તેનું ચિત્ત ચકડોળે ચડયું અને હવે શો માર્ગ પસંદ કરવો તે તેને સુઝ્યો નહિ.

એટલામાં તેની નજર ઝુંપડીની અંદર સળગતા દેવતા તરફ પડી. નાના નાના પત્થરના ટુકડાઓના અસ્તવ્યસ્ત સ્થિતિમાં બનાવેલા ચુલાની અંદર એક નાનું સરખું લાકડું બળી રહ્યું હતું. નજીકમાં

જ એક નાનું સરખું હાંડલું પડેલું હતું, તથા તેમાં થોડાક ચોખા પણ હતા. પાણીથી ભરેલો ઘડો પણ ત્યાં તૈયાર હતો. નવકુમાર જ્યારે ઝુંપડીની બહાર નીકળ્યો ત્યારે આમાંનું કાંઈપણ જોઈ શકયો નહોતો. અત્યારે આ સવ વસ્તુ આપોઆપ ત્યાં આવીને પડેલી હતી. તે સમજી ગયો કે આ કાપાલિકની જ વ્યવસ્થા છે. આથી તને બહુ નવાઈ લાગી નહિ.

હર્ષનો સમય હોય કે શોકનો હોય, ચિંતા કે વેદનાથી હૃદય પરિપૂર્ણ થઈ ગયું હોય કે અતિશય આનંદથી મુખ પર હાસ્ય માતું નહોય, પણ તે સવ પ્રસંગોમાં પેટ કોઇને પણ છોડતું નથી. રાજા-મહારાજા હોય કે ગરિબ ભિખારી હોય, પણ ભૂખથી સર્વ વખત થાય એટલે પીડાય છે જ. પેટની પૂજા એ માનવજાતિનું સર્વથી પ્રથમ કર્તવ્ય છે. “ સો કામ મૂકીને ન્હાવું, અને હજાર કામ મૂકીને ખાવું, ” એવી આપણામાં કહેવત તેથીજ પડેલી છે. નવકુમારનું પેટ પણ તેને માટે ખોરાક માગી રહ્યું હતું, એટલે તેણે હવે બીજોત્રિજો વિચાર કરવાનું છોડી દીધું અને ચોખાને રાંધવા તૈયાર થયો. પ્રથમ સંધ્યા કરી લઇને તેણે ચુલાના અગ્નિને ફુંક મારી ને જાગતો કર્યો, અને આધણ મૂકી દીધુ. તે પછી ચોખાને બરોબર વીણીને ધોઈ નાખ્યા તથા સાફ કરી નાખ્યા. માટીના વાસણમાં તેણે ચોખા ઓરી દીધા, અને ભોજનની તૈયારી કરી. થોડીક વારે ભાત તૈયાર થયો એટલે તેણે પાંદડાનું એક નાનું સરખું પત્રાળું બનાવીને ભાત એકલો ખાઈ લીધો. બંગાળી લોકોનો મુખ્ય ખોરાક ચોખા જ છે એ વાત અમારા વાચકો જાણતા હોવા જોઇએ. તેમાં પણ બે દિવસનો ભૂખ્યો નવકુમાર અત્યારે પોતાનું રોજનું ભોજન મળવાથી અત્યંત આનંદ પામ્યો, અને શાંતિથી જમવા લાગ્યો. જમી રહ્યા પછી હાથ વિગેરે ધોઈ નાખીને તેણે વાસણો આઘાં ખસેડી નાંખ્યાં, અને રાત્રિ વધારે વીતી ગયેલી હોવાથી તે સૂઈ ગયો.

બીજે દિવસે વ્યાઘ્રચર્મની પથારી ઉપરથી ઉઠતાંની સાથેજ તે સમુદ્રના ગઈ કાલે જોયેલા કિનારા તરફ ચાલ્યો. પહેલા દિવસની

આવજા ઉપરથી તે હવે રસ્તાનો ભોમીયો થઈ ગયો હતો. એટલે સ્હેજ પણ મુશ્કેલી વિના તે પોતાનો રસ્તો શોધી કાઢી શક્યો. ત્યાં જઇને પ્રાતઃકર્મ વિગેરેથી પરવાર્યા બાદ તેણે દરિયામાં સ્નાન કરી લીધું. નાહી ધોઇને સ્વચ્છ બની તે કોઇકની રાહ જોવા લાગ્યો. તે કોની રાહ જોતો હશે? ભલા વાંચનાર! તમે શું અનુમાન કરી શકો છો? ગઈ કાલે મોહનમંત્ર ચલાવી ગયેલી મુગ્ધા આજે આવશે કે નહિ તેનો તે વિચાર કરતો હતો કે કેમ તે અમે નથી કહી શકતા. તે ત્યાં આગળ લાંબા વખત સુધી બેસી રહ્યો. બહુ દિવસ ચડી ગયો, પણ ત્યાં કોઈ આવ્યું નહિ. કાંઇક નિરાશ થઇને તે ચારે બાજુ ફરવા લાગ્યો, અને આમતેમ શોધવા લાગ્યો. પણ તેની સર્વ મહેનત ફોગટ ગઇ. કોઈ પણ મનુષ્યનો તેને સમાગમ થયો નહિ. તે ફરીથી પાછો આવ્યો અને વળી પાછો પોતાની પહેલાંની જગ્યાએ આવીને બેસી ગયો. તેને ઝુંપડીમાં જવાનું મન જ ન થયું. સૂર્ય અસ્ત થઈ ગયો, અને ચારે બાજુએ અંધારૂં છવાઇ ગયું. નવકુમારના હૃદયમાં પણ નિરાશારૂપી અંધકાર ફેલાવા લાગ્યો. હતાશ બનીને તે ત્યાંથી ઉઠ્યો અને ઝુંપડીમાં આવ્યો. ઝુંપડી આગળ આવતાં તેણે જોયું કે ઝુંપડીમાં કાપાલિક શાંતિથી બેઠેલો છે. નવકુમારે તેને બોલાવ્યો, પણ તે શાંતિથી બેસી જ રહ્યો.

નવકુમાર ફરીથી બોલ્યોઃ-"આપનાં દર્શન આટલા વખત સુધી કેમ ન થયાં?"

કાપાલિકઃ—"હું મારા કાર્યમા રોકાયલો હતો."

નવકુમારઃ—"મને મારે ઘેર જવાની પ્રબળ ઇચ્છા છે. રસ્તો જડતો નથી. રસ્તામા મુસાફરી કરવાને માટે જોઇતાં સાધનો કે દ્રવ્ય પણ નથી; પણ આપ સરખાનો આશ્રય ઇશ્વરે મેળવી આપ્યો છે, એટલે મારે હવે વિશેષ ચિંતા કરવાનું પ્રયોજન હોય એમ મને લાગતું નથી. શાસ્ત્રમાં મહાન્ પુરૂષોના આશ્રયથી ઘણા લાભ થાય છે એવું વર્ણવ્યું છે, તેનો આજે મને સાક્ષાત્કાર થયો છે. કહ્યું છે કે—

"नीचाश्रयो न कर्तव्यः कर्तव्यो महदाश्रयः।
इशाश्रयो महानागः पप्रच्छ गरुडं सुखम्॥"

પણ આ સર્વ પ્રશંસાસૂચક શબ્દોના જવાબમાં કાપાલિક "મારી સાથે આવ" એટલા જ શબ્દો બોલ્યો. તે ઉઠીને ઉભો થઇ ગયો. ઘર તરફ જવાનો કાંઈ પણ રસ્તો કાપાલિક સાથે જવાથી થશે એવી આશાથી નવકુમાર કાપાલિક સાથે ચાલ્યો.

ભવિષ્યના પેટામાં કોઇ પેસી શકયું છે? ભવિષ્યના ઉંડાણમાં ઘુસકો મારી ખરી બીના જાણી શકવા કોણ સમર્થ છે? જો નવકુમાર જાણતો હોત કે કાપાલિક તેને કયાં લઇ જાય છે, અને તેની સાથે જવાથી તેની શી દશા થવાની છે, તો તે કદિ પણ કાપાલિક સાથે જાત નહિ. પણ ભાવિને કોણ મિથ્યા કરે છે?

---

## પ્રકરણ ૭ મું

---

### માતાના ભોગ માટે!

---

प्रायो गच्छति यत्रभाग्यरहितस्तत्रैव यान्त्यापदः।




ત્રિનો પ્રારંભ થઇ ચૂકેલો હતો. કાપાલિક આગળ અને નવકુમાર પાછળ એમ બન્ને જણા કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય આગળ વધવા લાગ્યા. અચાનક નવકુમારની પીઠ ઉપર એક કોમળ કરનો સ્પર્શ થયો. નવકુમારે તરત જ પાછળ ફરીને જોયું. તે આશ્ચર્યથી દિગમૂઢ બની ગયો. નવકુમારે પોતાની સામે આગળ વર્ણવેલી સુંદરીને ઉભેલી જોઇ. અગાઉની જ માફક તે કાષ્ટની પૂતળીની માફક તદ્દન શાંત ઉભેલી હતી. જાણે આરસપહાણમાંથી કોઇ ચાલાક શિલ્પીએ એક મનોહર મૂર્તિ કોતરી

કાઢેલી હોય એવો મનોહર દેખાવ લાગતો હતો. આ સુંદરી અત્યારે અચાનક પોતાની પાછળ શી રીતે આવી ? નવકુમાર તે રમણીને કાંઇક પૂછવા જતો હતો, પણ તે સુંદરીના મુખપર તેણે તેણીની નાજુક આંગળીને રાખેલી જોઈ, અને તે સમજી ગયો કે હમણાં કાંઇ પણ ન બોલવું એવું સુંદરી ઇચ્છે છે.

પોતાની પીઠ પાછળ શો બનાવ બની રહ્યો હતો તેની કાપાલિકને કાંઇ પણ ખબર નહોતી. તે તો આગળ આગળ ચાલ્યો ગયો. કાપાલિકના ઘણા દૂર ચાલી જવા પછી તે સુંદરી કોમળ સ્વરથી ઘણા જ ધીમા અવાજે બોલી, " ક્યાં જાઓ છો ? ન જશો. પાછા ફરો. નાસો ! ભાગો ! પ્રાણરક્ષા કરો ! "

આ વાક્યો બોલતાંની સાથે જ તે સુંદરી એકદમ ત્યાંથી અદૃશ્ય થઇ ગઇ ! નવકુમાર થોડીક વાર પાગલની માફક ત્યાં ઉભો રહ્યો. હવે કયો રસ્તો લેવો તેની તેને સમજ ન પડી. તે સુંદરી કયી બાજુ જતી રહી તે તે આમતેમ જોવા લાગ્યો. પણ રાત્રિના ગાઢ અંધકારમાં ચારે બાજુ આવેલાં વૃક્ષ સિવાય તે બીજું કાંઈ પણ જોઇ શકયો નહિ. તે મનમાં વિચારવા લાગ્યો કે આ અદ્ભુત કૃતિ સ્વપ્ન છે કે સત્ય છે ? આ મને કોઈ પ્રકારની ઉન્માદ અવસ્થા લાગુ પડી છે કે સુંદરીનાં દર્શન થયાં એ વાત ચોક્કસ બનેલી જ છે ? ગમેતેમ પણ કાપાલિકની પાછળ પાછળ જવામાં ભય તો છે જ. વળી વિચાર આવ્યો કે મંત્ર તંત્ર અને જંત્ર જાણનાર અને મલિન વિદ્યાના ઉપાસકો પોતાની મેલી વિદ્યાના પ્રતાપે સર્વ કાર્ય કરી શકે છે. તે ઉપરાંત આ ગાઢ જંગલમાંથી ખાવાને અન્ન, પીવાને પાણી, વાટ ખરચી, એ સર્વ સિવાય રાત્રિને વખતે કયાં જવું, અને કોનો આશ્રય કરવો ? તેમ કરવું એ પણ પ્રાણ ગુમાવવા બરાબર છે. તો કાપાલિકની સાથે જવામાં શો ગેરલાભ ? પછી પડશે તેવા દેવાશે. કાપાલિક પણ માણસ છે અને હું પણ માણસ છું.

નવકુમાર આવી રીતે વિચાર કરવામાં રોકાયલો હતો એટલામાં

તેણે જોયું કે કાપાલિક પાછો આવતો હતો. કાપાલિક બોલ્યો:-"કેમ વાર થાય છે ?"

નવકુમારે કાંઈ પણ જવાબ ન આપ્યો. તે કાપાલિકની પાછળ પાછળ ચાલવા લાગ્યો. થોડેક દૂર જતાં માટીની દિવાલથી ઘેરાયલી એક ઝુંપડી નજરે પડી. તેને ઝુંપડી પણ કહી શકાય અથવા એક નાનનકડું ઘર પણ કહી શકાય. પણ તે ઘર છે કે ઝુંપડી છે તેની સાથે આપણને કાંઈ પણ પ્રયોજન નથી. આ મકાનની પાછળના ભાગમાં રેતીનો કિનારો હતો, અને ત્યાં દરિયો ગર્જના કરી રહ્યો હતો. મકાનની નજીક થઇને આ રેતાળ જમીનમાં કાપાલિક નવકુમારને લઈ ગયો. આ અરસામાં ધનુષ્ય ઉપરથી છુટેલા તીરની માફક વેગથી અગાઉ વર્ણવેલી રમણી એકાએક તેની પાસે થઇને ચાલી ગઇ, અને જતાં જતાં બોલી, "હજુ પણ નાસી જાઓ ! નરમાંસ વિના દેવીભકતોનો હવન નથી થતો, તે શું તમે નથી જાણતા ? નાસો ? નાસો ! ! નાસો ! ! !"

નવકુમારના કપાળ ઉપર પરસેવાનાં ટીપાં બાઝયાં. દુર્ભાગ્યે તે સુંદરીના આ શબ્દો કાપાલિકને કાને ગયા. તે ક્રોધથી બૂમ પાડીને બોલ્યો:-"કપાલકુંડલા !"

વરસાદનાં વાદળાંની ગર્જનાની માફક આ કઠોર શબ્દો નવકુમારના કાને અથડાયા. કપાલકુંડલાએ જવાબ ન આપ્યો.

કાપાલિકે નવકુમારનો હાથ પકડયો અને તે આગળ ચાલવા લાગ્યો. મનુષ્યની હત્યા કરનાર આ દેવીભક્તના હાથના સ્પર્શથી નવકુમારના શરીરની નસોમાં લોહી ઘણા જોરથી વહેવા લાગ્યું. તે સાહસ કરીને હિમ્મતથી બોલ્યો: "હાથ છોડી દો. મારે નથી આવવું."

કાપાલિકે જવાબ ન આપ્યો. તે બળપૂર્વક નવકુમારનો હાથ પકડીને ઉભો રહ્યો. નવકુમારે ફરીથી પૂછયું: "મને કયાં લઈ જાઓ છો ?"

કાપાલિક,—"પૂજા કરવાના સ્થાન આગળ."

નવકુમાર—"શા માટે ?"

કાપાલિક—" વધ માટે દેવીને તારા માંસનું બલિદાન આપવાનું છે ! "

પુષ્કળ જોર કરીને નવકુમારે આંચકો મારીને પોતાનો હાથ ખેંચ્યો. જો કોઈ સાધારણ માણસે તેનો હાથ પકડેલો હોત તો હાથ પકડી રાખવો તો બાજુ પર રહ્યો, પણ સામો તે બે ગુલાંટ ખાઇ જાત. પણ કાપાલિક જરાક પણ ડગ્યો નહિ. રહેજ પણ તેનું શરીર હાલ્યું નહિ. નવકુમારનું જોર નકામું ગયું. તેનો હાથ કાપાલિકના હાથમાં મજબુત સપડાયલો જ રહ્યો. એટલુંજ નહિ પણ નવકુમારને એમ લાગ્યું કે તેના હાથના કાંડાનાં હાડકાંઓનો જાણે ચૂરો થઈ ગયો હતો. નવકુમાર સમજી ગયો કે આ સ્થળે બળની જરૂર નથી પણ કળની જરૂર છે. તેથી " ઠીક છે, જોઇ લઇશું " એમ વિચારીને તે કાપાલિકની પાછળ પાછળ ફરીથી ચાલ્યો.

## પ્રકરણ ૮ સું

### પલાયન

" જેને રામ રાખે રે, તેને કોણ મારી શકે ? "

"And the great Lord of Luna,
Fell at that deadly stroke;
As falls on mount Alvernes,
A thundersmitten oak."

"—Lord Macaulay."
" *Lays of Ancient Rome* "



રેતીવાળી જમીનની વચ્ચેના ભાગમાં જતા નવકુમારે જોયું કે પહેલા દિવસની માફક આજે પણ ત્યાં દેવતા ભડભડ બળી રહ્યો હતો. ચારે બાજુએ દેવીના પૂજનની સર્વ સામગ્રીઓ યોગ્ય રીતે ગોઠવી દીધેલી જણાતી હતી. વચમાં માણસની ખોપરીમાં મદિરા પણ ભરેલી હતી. માત્ર કાપાલિકને બેસવાને માટે આસન તરિકે જે શબ જોઈએ તે ત્યાં જોવામાં આવતું નહોતું. નવકુમાર સમજી ગયો કે દેવીને આજે મારૂં બલિદાન અપાશે અને આ કાપાલિકના આસન તરીકેના શબને સ્થળે મારૂં જ શબ મૂકાશે.

માણસે મરવાનો કદિ વિચાર કર્યો છે ? મોત એ ઘણી વખતે સર્વ સંકટોમાંથી છોડાવનાર, અને આધિ, વ્યાધિ તથા ઉપાધિમાંથી મુક્ત કરનાર અજબનો ફીરસ્તો છે. પણ મોત કોઇને ગમે છે ? કોણ કહે છે કે મારૂં મૃત્યુ થાય તો સારૂં ? મોટા મોટા તત્ત્વજ્ઞાનીઓ અને રાજદ્વારી પુરૂષો પણ મોતને નથી નોતરતા, તો પામર મનુષ્યની તો વાતજ શી કરવી ? અત્યંત ક્ષુધાથી પીડાતો હોય, દેહ દુર્બળ બની ગઈ હોય, ભયાનક અને કમકમાટ ઉપજે એવા રોગથી અસહ્ય યંત્રણા થતી હોય અને પાસે પાઇ પણ ન હોય છતાં મોતને જોઇને માણસ ડરે છે. મોતના તેડાને આનંદથી અંગીકાર કરનારાઓની સંખ્યા ઘણી જ થોડી હોય છે. એંસી વર્ષની ડોસી હોય તો તેને પણ મૃત્યુ નથી ગમતું; તો શરીરે સશક્ત અને સુંદર, પૈસાથી પુરા અને યુવાન વયના નવકુમારને મોતથી—અને તે પણ આવા પ્રકારના કમકમાટ ઉપજાવનારા મોતથી—ડર લાગે તેમાં શી નવાઇ છે ? નવકુમારની આંખે અંધારા આવવા લાગ્યાં. તેના બળવાન દેહમાં ગુજરી આવવા લાગી. તેના પગ લથડીયાં ખાવા લાગ્યા. અતિશય દારૂ પીધેલા માણસના જેવી સ્થિતિ નવકુમારની થઇ ગઇ.

આ બાજુ કાપાલિકે નવકુમારને બાંધવાની તૈયારી કરવા માંડી. સુકાયલા વેલા તથા ડાંખળાઓને વણીને બનાવેલા એક મજબુત દોરાવડે કાપાલિક નવકુમારને બાંધવા લાગ્યો. નવકુમાર આ પિશાચના લોખંડી પંઝામાંથી છુટા થવાને માટે પોતાનું સર્વ બળ અજમાવવા લાગ્યો; પણ સાક્ષાત યમદૂતના સંકજામાં તે સપડાયો હોય તેમ તેના સર્વ પ્રયત્નો નિષ્ફળ નિવડયા. નવકુમારની ખાત્રિ થઈ ગઇ કે પચાસ વર્ષની પાકટ વયે પણ કાપાલિકમાં મદોન્મત માતંગના જેટલું બળ છે. એક કદાવર અંગના મલ્લના હાથમાંથી એક નાનકડું નિર્માલ્ય ભાળક છુટવાને તરફડિયાં મારે એવી અત્યારે નવકુમારની સ્થિતિ હતી.

આવી સ્થિતિ છતાં, છુટવાના પ્રયત્ન વ્યર્થ જવા છતાં, નવકુમાર થોડે અંશે પણ પોતાનું બળ અજમાવવા ચૂકતો નહિ. ડૂબતો માણસ ફીણને વળગે તેમ નવકુમાર આ પિશાચના પંઝામાંથી છુટવાને ફોકટનાં તરફડીયાં મારવા લાગ્યો. તેને આવી રીતે વિના કારણનો પરિશ્રમ કરતો જોઇને કાપાલિક બોલ્યો,–" મૂર્ખ ! શા માટે ફોકટની મહેનત કરે છે ? તારો જન્મ આજે સાર્થક થયો. જગતજન્તુની જગદમ્બા ભૈરવી માની પૂજામાં તારા દેહનું બલિદાન આપવાનું છે. તારા જેવી પામર વ્યક્તિને માટે આથી વિશેષ સૌભાગ્યની વાત બીજી કયી હોઇ શકે ? ભૈરવી માતાનું ભજન કર. તે તારો જન્મમરણનો ફેરો ટાળશે અને સ્વર્ગમાં તને અક્ષય સુખ આપશે. અત્યારે તો તારે હર્ષ અને આનંદ પ્રકટ કરવો જોઇએ. તેને બદલે આ તું શી મૂર્ખતા ધારણ કરી રહ્યો છે ?"

નવકુમારને બરાબર બાંધીને કાપાલિકે તેને રેતીમાં નાખ્યો, અને વધ કરવા પહેલાંના સ્તોત્રોનો બુલંદ અવાજે તેણે પાઠ કરવા માંડયો. નવકુમાર પોતાના બંધ છોડવાને પ્રયત્ન કરવા લાગ્યો, પણ સુકાયલા વેલાઓનું બનાવેલું દોરડું તોડવું એ કામ વિકટ હતું અને બંધન પણ એટલું મજબુત હતું કે તે છુટી શકે એવો સહેજ

પણ સંભવ નહોતો. મૃત્યુ નજીક હતું. થોડીક વારમાં દુષ્ટ કાપાલિકાની તેજવાળી અને અણીદાર છરીથી નવકુમારનું મસ્તક ધડથી જુદું થઇ જશે. નવકુમારે હવે બચવાની એક પણ બારી જોઈ નહિ. તે પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરવા લાગ્યો, અને મૃત્યુ માટે તૈયારી કરવા લાગ્યો. જન્મભૂમિનું તેને સ્મરણ થયું. પોતાના સુખ, સંતોષ અને ઐશ્વર્યનું સદન યાદ આવ્યું. લાંબા વખતથી વિખુટાં થયેલાં સ્નેહાળ મુખડાં આ દુર્ભાગી યુવકના માનસિક ચિત્રપટ ઉપર ખડાં થઇ ગયાં. આંખમાંથી બેચાર આંસુ નીકળી પડયાં, અને રેતીમાં શોષાઈ ગયાં. બલિદાન આપવાની પ્રાથમિક ક્રિયાની પૂર્ણાહુતિ કરીને નવકુમારના વધને માટે તરવાર શોધવાને હવે કાપાલિક તૈયાર થયો.

પણ તેણે જે સ્થળે ખડગ રાખ્યું હતું તે સ્થળે તેને તે ન મળ્યું. આ તો નવાઇની વાત હતી ! કાપાલિક આશ્ચર્ય પામ્યો. તેને ચોક્કસ ખાત્રિ હતી કે તેણે અગાઉથીજ તરવાર આણીને તેના યોગ્ય ઠેકાણે વધને માટે તૈયાર રાખી હતી. ત્યારપછી તેણે તેને ત્યાંથી સ્હેજ પણ આઘીપાછી કરી નહોતી. ત્યારે તે કયાં ગઈ? કાપાલિક આમતેમ જોવા લાગ્યો. પણ કોઈપણ સ્થળે તેને તરવાર મળી ન શકી. આખરે થાકીને તેણે ઝુંપડી તરફ મ્હોં ફેરવી જોરથી બૂમ પાડી:–" કપાલકુંડલા ! "

કાંઇ પણ જવાબ ન મળ્યો. તેણે ફરીથી બૂમ પાડી: " કપાલકુંડલા ! "

પણ રાત્રિના શાંત સમયમાં નિર્જન જંગલમાંથી માત્ર પડઘો સંભળાયો તે જ. કાપાલિકને કાંઇપણ જવાબ ન મળ્યો.

હવે કાપાલિકના ક્રોધની સીમા ન રહી. તેની આંખો ક્રોધથી લાલચોળ બની ગઇ અને ભમરો સંકોચાઈ ગઈ. તે એકદમ ત્યાંથી નજીકના ઘર તરફ દોડયો. નવકુમાર આ તકનો લાભ લઇ ફરીથી પોતાનાં બંધન છોડવાને પ્રયત્ન કરવા લાગ્યો, પણ તેની મહેનત નકામી ગઈ. તે પોતાનાં બંધન સ્હેજ પણ છોડી શકયો નહિ.

આ અરસામાં નજીકની રેતી ઉપર કોઇનાં કોમળ પગલાં સંભળાયાં. આ પગરવ કાપાલિકનો તો નહોતો જ; એ તો નવકુમાર સહેલાઇથી સમજી શક્યો. નવકુમારે તે બાજુએ નજર ફેરવી. તેણે જોયું કે નવીન આવનાર બીજું કોઇ નહિ પણ અગાઉ વર્ણવેલી રમણી છે ! તેના હાથમાં તરવાર હતી.

કપાલકુંડલા બોલી: " ચૂપ ! બોલશો નહિ, તરવાર મારી પાસે છે. મેં તે અહીંથી છાનામાના ઉપાડી લીધેલી છે. "

એમ બોલીને નવકુમારના જવાબની સ્હેજ પણ વાટ જોયા સિવાય કપાલકુંડલાએ નવકુમારનાં બંધનો કાપવા માંડ્યાં. તીક્ષ્ણ તરવારની ધાર આગળ બંધનનો શો હિસાબ ? તરત જ બંધન કપાઇ ગયાં, અને નવકુમાર છુટો થઇ ગયો. રમણી સંતોષ પામી અને બોલી:–" નાસો ! ભાગો ! મારી પાછળ આવો. રસ્તો બતાવી દઉં છું ? "

એમ બોલીને કપાલકુંડલા પુષ્કળ ઝડપથી રસ્તો બતાવતી બતાવતી ચાલી. નવકુમાર પણ ચપળતા વાપરીને કપાલકુંડલાની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

આ બાજુએ કાપાલિકે પેલા ઘરમાં આવીને ચારે બાજુએ તરવારને માટે પુષ્કળ તપાસ કરવા માંડી. પણ તેના હાથમાં તરવાર ન આવી. તરવાર તેમજ કપાલકુંડલા એમાંથી એક પણ વસ્તુ ત્યાં નહોતી. તેને કાંઇક શક પડ્યો, અને તે દોડતો દોડતો વધસ્થાન આગળ આવ્યો. અહીં આવતાં તેણે જોયું કે નવકુમાર અલોપ થઇ ગયો હતો. તેને ઘણું જ આશ્ચર્ય થયું, અને સાથે સાથે તેના ક્રોધમાં પણ બમણો વધારો થયો. તરતજ પાસે કપાયલાં દોરડાં ઉપર તેની નજર પડી. કાપાલિક બધો ભેદ કળી ગયો. તે તરતજ નવકુમારની શોધમાં ' જય જગદમ્બે ' કરીને નીકળ્યો, પણ રાત્રિના વખતે ચારે બાજુએ ગીચ ઝાડીથી વીંટાયલા અઘોર વનમાં નવકુમાર કયી બાજુએ ગયો હશે તે જાણવાનું કામ ઘણું જ કઠણ

હતું. ચારે બાજુએ ઘોર અંધકાર છવાઇ રહ્યો હતો, અને તેથી તે કાંઈ પણ જોઇ શકયો નહિ. આથી જે બાજુએથી અવાજ આવતો હતો તે બાજુએ આમતેમ દોડવાનો પ્રયત્ન તે કરવા લાગ્યો. પણ હવે તો દૂરથી અવાજ આવતો પણ બંધ પડી ગયો. આથી તે મુંઝાયો અને હવે કેમ કરવું તેનો વિચાર કરવા લાગ્યો.

એટલામાં તેને કાંઇક વિચાર આવ્યો. તેઓ કઇ બાજુએ ગયાં તે કાંઇક પણ જાણી શકાય એ હેતુથી તે નજીકમાં રેતીની એક જબરજસ્ત ઉંચી ટેકરી હતી તે ઉપર ચડયો. ટેકરી ઘણીજ ઉંચી અને સીધી હતી, પણ તેનું દુર્ભાગ્યજ તેને તે બાજુએ લઇ જતું હતું તે તે ન સમજી શકયો. આ ટેકરીની નીચેજ દરિયાનાં પાણી ઘુઘવતાં હતાં. પાણીના જોરથી એ ટેકરીની તળેનો ભાગ તદ્દન પલળી ગયેલો હતો, અને તેથી તે ચડયો હતો તે બાજુની ભેખડ તદ્દન જ પડુપડુ સ્થિતિમાં આવી ગયેલી હતી તે વાત તે જાણતો નહોતો. કાપાલિકના મજબુત શરીરનો ભાર સહન ન થઈ શકવાથી તે ભેખડ કાપાલિકને લઈ ને ભયંકર અવાજ કરતી નીચે દરિયામાં તુટી પડી. કાપાલિક અતિશય ઉચ્ચ સ્થળેથી ભેખડની સાથેજ દરિયાના પાણીમાં પડયો અને તરફડીયાં મારવા લાગ્યો.

આટલી ઉંચાઇએથી દરિયાના અગાધ જળમાં પડેલા કાપાલિકની શી દશા થઇ ? ત્યાંથી તે બચી શકયો કે કેમ ? આ બધું આપણે આગળ ઉપર જોઇશું. આપણે એટલું તો જોઇ શકયા કે જેને રામ રાખે તેને કોઈ મારી ન શકે. નવકુમાર મોતના ડાચામાંથી પણ કપાલકુંડલાની મદદથી છુટો થઇને છટકી શકયો હતો, જ્યારે નરપિશાચ અને દેવીભક્ત કાપાલિક પોતે જ દુર્ભાગ્યનો ભોગ થઇ પડીને સાગરના જળમાં તરફડીયાં મારતો હતો. ઇશ્વરની લીલા અગાધ છે. તેનો કોણ પાર પામી શકયું છે ?

# પ્રકરણ ૯ મું

## આશ્રય

" Open your hospitable door. "
× × × ×
—" *The Beggarman.* "



ગયા પ્રકરણમાં કાપાલિકની કેવી દુર્દશા થઈ તે આપણે જોયું. હવે તેને હાલને માટે તેનાં કર્મોનું ફળ ભોગવવા છોડી દઇને નવકુમાર અને કપાલકુંડલાની તરફ આપણે નજર ફેરવીશું. ઘોર અંધારી રાતે ઉંચે શ્વાસે આ હતભાગી યુવક અને તેને રસ્તો બતાવનાર ઉદારહૃદયા રમણી ઝડપથી ચાલતાં હતાં. જંગલનો આ રસ્તો નવકુમારને તદ્દન જ અજાણ્યો હતો. તે માત્ર કપાલકુંડલાની પાછળ પાછળ ચાલતો હતો. તે સિવાય તેને માટે બીજો ઉપાય જ નહોતો. નવકુમાર છેલ્લા બનેલા બનાવ તરફ વિચાર કરવા લાગ્યો, અને વિધિની વિચિત્ર લીલાથી તે તાજુબ થવા લાગ્યો. બન્ને જણાં ધીમે ધીમે હવે ચાલવા લાગ્યાં. ગાઢ અંધકારના આવરણને લીધે માર્ગમાં કાંઇપણ દેખી શકાતું નહોતું. માત્ર કોઈ કોઇ તેજસ્વી તારાના નિર્બળ અને ઝાંખા પ્રકાશમાં રેતીની ઉંચી ટેકરીઓની ટોચ કવચિત કવચિત દૃષ્ટીગોચર થતી હતી. કોઈ કોઇ સ્થળે આગીઆઓની પાંખોના ઝળકાટથી જાણે વૃક્ષ રંગબેરંગી જવાહીરથી મઢી લેવામાં આવ્યું હોય એવો દેખાવ જણાતો હતો.

કપાલકુંડલા પોતાની સાથેના પ્રવાસીને લઈ હવે વનના મધ્ય ભાગમાં આવી પહોંચી. આ વખતે લગભગ બે પહોર જેટલી રાત્રિ વીતી ગઈ હતી. ચારે બાજુએ છવાયલા ગાઢ અંધકારમાં સામે એક

વિશાળ અને ઉંચા દેવાલયનું શિખર ઝાંખા રૂપમાં હવે જણાવા લાગ્યું. તે દેવાલયની નજીકમાં ઇંટોનું બનાવેલું એક નાનું સરખું ઘર પણ હતું. આ ઘર આગળ જઇને તેના બારણાની સાંકળ બહારથી કપાલકુંડલાએ ખખડાવી. પુષ્કળ અવાજ થતાં અંદરથી અવાજ આવ્યો:–" કોણ છે? કપાલકુંડલા ? "

કપાલકુંડલા:–" હા બારણાં ઉઘાડો. "

થોડીક જ વારમાં બારણાં ખુલી ગયાં. જેણે બારણાં ઉઘાડયાં હતાં, તે નજીકના દેવાલયની દેવીનો પૂજારી હતો, અને આ મકાનમાં તે રહેતો હતો. તેની ઉમ્મર ૫૦ વર્ષથી વધારે નહિ હોય. કપાલકુંડ-લાએ તે પૂજારીના કાનમાં ધીમેથી કેટલાક શબ્દો કહ્યા, અને પોતાના સાથીદારની અવસ્થા સમજાવી દીધી. પૂજારી પોતાના હાથમાં માથું ટેકવીને ત્યાં બેઠો અને પુષ્કળ વિચાર કરવા માંડયો. છેવટે તે બોલ્યો: " આ તો ઘણી મુસ્કેલીનો મામલો છે. મોટા માણસો મનમાં ધારે તે સર્વ કરી શકે છે. પણ હશે; જે થશે તે ખરૂં; માતાજીની કૃપાથી તારૂં અમંગળ નહિ થાય. તારા સાથીદારને મારી પાસે લાવ. "

કપાલકુંડલાએ નવકુમારને નજીક બોલાવ્યો. પૂજારી બોલ્યો:– " આજે અહીંજ આરામ લો. કાલે સવારે મેદનીપુરના માર્ગ તરફ તમને પહોંચાડી આવવાની વ્યવસ્થા કરીશ. "

વાત ઉપરથી વાત નીકળતાં પૂજારી જાણી ગયો કે નવકુમારે હજુ ભોજન નથી કર્યું. તેથી તેણે નવકુમારને કાંઇક જમવા આગ્રહ કર્યો, પણ છેલ્લા થોડા વખતના વિલક્ષણ બનાવોથી બિચારા નવ-કુમારની ભૂખ ભાંગી ગઇ હતી, એટલે તેણે કાંઇ પણ ખાવાની ના પાડી, અને માત્ર વિશ્રાંતિને માટે સ્થાન આપવા પ્રાર્થના કરી. પૂજા-રીએ પોતાના રસોડામાં નવકુમારને માટે સુવાની પથારી કરી આપી. નવકુમાર ત્યાં જઇને સુતો એટલે કપાલકુંડલા ફરીથી સમુદ્રકિનારા તરફ જવાની તૈયારી કરવા લાગી. પૂજારી તેના તરફ માયાથી અને પિતાતુલ્ય વાત્સલ્યભાવ દર્શાવી બોલ્યો: " ના જઇશ. જરા થોભી જા. મારી એક વિનંતિ છે."

કપાલકુંડલા:-"શું ?"

પૂજારી:-તું અત્યંત નિર્મળ અને નિર્દોષ છે. તારૂં હૃદય દેવીની સમાન વિશાળ અને દયામય છે. હું તને જગંદબાની માફક માનું છું. જગદંબા પોતાના ભક્તોની માગણી નથી તુચ્છકારતાં. તું પણ તેમ તો નહિ કરે ને ?"

કપાલકુંડલા:-" નહિ કરૂં."

પૂજારી:-" ત્યારે મારી ફક્ત એટલી જ વિનંતિ છે કે તું ત્યાં ન જઇશ. તને આજીજી કરીને કહું છું કે ત્યાં જવાનો વિચાર માંડી વાળ. હવે ત્યાં જવામાં ફાયદો નથી."

કપાલકુંડલા:—" ત્યાં ન જવાનું કારણ ?"

પૂજારી:—" ત્યાં જવાથી તારી જીંદગી બચવી મુશ્કેલ છે."

કપાલકુંડલા:—" તે તો હું જાણું છું."

પૂજારી:—"ત્યારે ત્યાં શા માટે જાય છે ?"

કપાલકુંડલા,—" ત્યાં ન જાઉં તો કયાં જાઉં ?"

પૂજારી,—" આ મુસાફરની સાથે પરદેશમાં ચાલી જા."

કપાલકુંડલાએ જવાબ ન દીધો. તે ચુપ બેસી રહી. પૂજારી બોલ્યો: "શો વિચાર કર્યો ?"

કપાલકુંડલા:—"પહેલાં મેં તમારા મ્હોંએ એવું સાંભળ્યું હતું કે એક જુવાન કુમારિકા સ્ત્રી એક જુવાન પુરૂષ સાથે એકલી જાય એ અયોગ્ય છે. ત્યારે આજે તમે મને જવાને માટે કેમ કહો છો?"

પૂજારી:—"તે વખતે તારા જીવનની શંકા નહોતી. અત્યારે પ્રસંગ જુદો છે. સમયની સત્તાને અનુસરીને ચાલવું એ જ ડાહ્યા માણસનાં લક્ષણ. ચાલો આપણે માતાજીની આજ્ઞા લઈ આવવીએ."

એમ કહીને પૂજારી દીવો હાથમાં લઈને માતાજીના સિંહાસન આગળ ગયો. કપાલકુંડલા પણ તેની સાથે સાથે ગઇ. સિંહાસન ઉપર આરસપહાણની મહાકાળી માતાની દિવ્ય અને ભવ્ય મૂર્તિ શોભી રહી હતી. બન્ને જણાંએ ભાવથી માતાજીને નમસ્કાર કર્યા. પૂજારીએ

પૂજાપાના પાત્રમાંથી એક આખું બીલીપત્ર લીધું અને તે માતાજીના ચરણારવિંદ ઉપર મૂક્યું. તે પછી તે એકી ટશે માતાજીના પગ તરફ જોવા લાગ્યો.

થોડીકવાર પછી તે પ્રસન્ન ચિત્તે બોલ્યો:—" જો! દેવીએ અર્ઘ્ય ગ્રહણ કર્યો છે. માતાજીના પગ ઉપરથી બિલ્વપત્ર પડી ગયું નથી. આપણે જે ઇચ્છા કરીને બિલીનું પત્ર માતાજીના ચરણમાં ધર્યું હતું તે ઇચ્છાને માકાળીકા અનુકુળ છે, તેથી જ પત્ર પડી ગયું નથી. માટે તું ખુશીથી તારી સાથેના મુસાફર સાથે પ્રયાણ કર. હવે આપણે વ્યવહારૂ વાત પણ જોવી જોઇએ. તારી સાથેનો યુવક જો તને અવિવાહિત સ્થિતિમાં પોતાને ઘેર લઈ જાય તો આવી રીતે એક સુંદર કુમારિકા સ્ત્રીને ઘેર લાવવા માટે તેનાં સગાંવ્હાલાંને શરમ આવશે. તેમ જ લોકો તારી પણ નિંદા કરશે. બ્હેન ! દુનિયાના રંગઢંગ જ એવા છે. ખાળોએ દાટા અને મોરીઓ ઉઘાડી. ઉજળા કપડાને ડાઘો પડતાં વાર નથી લાગતી. તેમ પારકાની વાતો કરવામાં આપણા લોકો ઘણા જ કુશળ હોય છે. માટે આપણે હવે તેનો પણ વિચાર કરીએ. તારી સાથેનો મુસાફર બ્રાહ્મણનો છોકરો છે એ તો તેની કંઠમાં જનોઇ છે એ ઉપરથી સ્પષ્ટ જણાય છે. જો તે તારી સાગે લગ્ન કરી દે તો તો બધી આપદા ટળી જાય, અને બધી મુંઝવણનો છેડો આવી જઈ તમે બન્ને જણાં નિર્ભય બની શકો. લગ્ન કર્યા વિના મારાથી શી રીતે તને એમ કહેવાય કે તું તે પ્રવાસી સાથે અહીંથી ચાલી જા ? બોલ ! તું તો લગ્ન કરવાને રાજી છે ને ?"

લગ્ન ! આહ ! કેવો મધુર શબ્દ ! જગતની ઉત્પત્તિનો સર્વ આધાર, પ્રભુના દરબારમાં તેમ જ માનવદરબારમાં તેની કેટલી બધી મહત્તા ! કેટલીક વેળા પુરૂષને તો તેવા બે ત્રણ પ્રસંગો કે કદાચ તેથી પણ વધારે આવતા હશે, પણ ઉચ્ચ કુળની હિંદુ રમણીને માટે તો તેણીના જીવનમાં ફક્ત એક જ વખત આ અનુપમ પ્રસંગનો લ્હાવો લેવાનો હોય છે. સંસાર વ્યવહારમાં કુશળ બનેલી કામિનીઓ આ પ્રસંગની

પૂર્ણ મહત્તા સમજી શકે પણ કપાલકુંડલા તો વનમાં ઉછરેલું અજ્ઞાન વનકુસુમ હતું. સંસાર વ્યવહારના રીતેરિવાજોથી તે તદ્દન જ અજ્ઞાન હતી. એટલું ખરૂં કે તેણીનું કુમળું અને નિર્મળ હૃદય કાંઇક અનેરા વેગથી તેના સાથીદાર પ્રવાસી ભણી ખેંચાતું હતું. પણ તે શાને માટે? તેનાથી આ નિર્દોષ બાલિકા સર્વથા અજ્ઞાન હતી. તેની હૃદયરૂપી ભૂમિમાં પવિત્ર પ્રેમરૂપી અંકુરોનો વિકાસ થવા લાગ્યો હતો તે તે સમજી શકતી નહોતી. તે નિર્દોષતાથી બોલી:—"લગ્ન! લગ્ન એ શી વસ્તુ છે? મેં તમારા મ્હોંએથી જુવાન સ્ત્રીપુરૂષોનાં લગ્ન થાય છે એવું સાંભળ્યું હતું. પણ લગ્ન શા માટે કરવાં પડતાં હશે તે તો હું નથી જાણતી!! લગ્ન શી રીતે થાય, અને શા માટે કરવાનાં?"

પૂજારીએ રહેજ હસીને કહ્યું:—"બ્હેન! લગ્ન એ સ્ત્રીઓનો પરમ પવિત્ર અને અત્યંત આવશ્યકીય પ્રસંગ છે, અને હિંદુ રમણીને ઘણે ભાગે તેણીના જીવનમાં એક પ્રસંગે લગ્ન કરવાં પડે છેજ. દુનિયામાં એકલું કોઇ નથી. ઈશ્વરે સ્ત્રી અને પુરૂષની રચના લગ્નને માટે જ કરી છે. વિષ્ણુભગવાનને લક્ષ્મીદેવી પત્ની છે. અને પાવર્તીદેવીના પતિ સાક્ષાત્ ભગવાન સ્વયંભૂ છે. તારે માટે આ અત્યંત શુભ પ્રસંગ છે, અને તારે લાયકનો પતિ તને મળ્યો છે એ વળી બેવડા આનંદની વાત છે. લગ્ન કરવાની રીત તારાં લગ્ન હું કરીશ ત્યારે તને આપો આપ જણાશે."

પૂજારી સમજ્યો કે કપાલકુંડલા બધું સમજી ગઈ. કપાલકુંડલા મનમાં સમજી કે હું બધું સમજી ગઈ. પછી થોડીકવાર રહીને તે બોલી:—"તે ઠીક છે; પણ કાપાલિકને આવી રીતે અચાનક છોડી જવો મને ઠીક લાગતું નથી. તેણે આજ સુધી મારૂં પાલણપોષણ કર્યું છે."

પૂજારી:—"તેણે શા માટે આટલા દિવસ સુધી તારૂં પાલણપોષણ કર્યું છે તે તું નથી જાણતી. હું તને સમજાવું."

પૂજારીએ કપાલકુંડલાને કાપાલિક કેટલો દુષ્ટ અને ધૃષ્ટ હતો તથા તેને રાખવામાં તેનો આંતરિક હેતુ શો હતો તે બધું મોંઘમમાં સમજાવ્યું. કપાલકુંડલા ભયથી કંપી ગઈ અને બોલીઃ—"ત્યારે તેના કરતાં ભલે લગ્ન થાય. હું લગ્ન કરવા રાજી છું."

બન્ને જણાં મંદિરની બહાર આવ્યાં. એક ઓરડીમાં કપાલકુંડલાને બેસાડીને પૂજારી નવકુમારની પથારી આગળ ગયો, અને તેને પૂછવા લાગ્યોઃ—કેમ મહાશય, સૂઈ ગયા ?"

નવકુમાર પથારીમાં પડયો હતો, પણ તેને ઉંઘ આવતી નહોતી. તેથી તે બોલ્યોઃ—" જી નહિ."

પૂજારીઃ—"મહાશય ! મને આપની ઓળખાણ આપવા કૃપા કરશો ? આપ બ્રાહ્મણ છો ?"

નવકુમારઃ—" જી હા."

પૂજારીઃ—" કયી શ્રેણીના ?"

નવકુમારઃ—" 'રાઢીય' શ્રેણીના,"

પૂજારીઃ—" અમે પણ રાઢીય બ્રાહ્મણ છીએ. વંશમાં અમે કુલાચાર્ય છીએ, પણ હવે તો માજીના ચરણમાં ચિત્ત લગાડયું છે. આપનું નામ શું ?"

નવકુમારઃ—"મારૂં નામ નવકુમાર શર્મા."

પૂજારીઃ—" કયાંના રહેવાસી ?"

નવકુમારઃ—" સપ્તગ્રામના."

પૂજારીઃ—" આપ કયી ઘાટીના છો ?"

નવકુમારઃ—" વંદ્યઘાટી."

પૂજારીઃ—" આપે લગ્ન કરેલાં છે ?"

નવકુમારઃ—" માત્ર એક વેળા." *

---

*** આપણા દેશમાં જેવી રીતે કન્યાઓની ભારે તંગી છે તેવી રીતે બંગાળામાં કુલિન અને સત્પાત્ર વરની ભારે તંગી છે. આથી આપણી બાજુમાં જેવી રીતે કન્યાવિક્રયનો નિંદ્ય અને કુત્સિત રિવાજ**

નવકુમારે બધી વાત ખુલ્લી કરીને કહી નહોતી, પણ આપણી વાર્તામાં નવકુમારની પ્રથમ પત્ની મુખ્ય ભાગ ભજવતી હોવાથી અને આપણને તેનું ખાસ કામ પડે એમ હોવાથી અત્રે આપણે નવકુમારની સાંસારિક સ્થિતિનો રહેજ ઉલ્લેખ કરીશું તો તે અસ્થાનો તો નહિજ ગણાય.

ખરી રીતે તો નવકુમારનું લગ્ન તે લગ્ન જ કહેવાય. રામગોવિંદ ઘોપલ નામના એક માણસની કન્યા પદ્માવતી સાથે નવકુમારનાં લગ્ન થયાં હતાં. લગ્ન પછી થોડાક દિવસો સુધી પદ્માવતી પોતાના પિતાના ઘરમાં જ રહી હતી. વચમાં વચમાં કોઇ કોઇ વેળા સાસરે પણ આવજાવ કર્યા કરતી હતી. આવી રીતે જ્યારે પદ્માવતીની વય તેર વર્ષની હતી તે અરસામાં તેનો ( પદ્માવતીનો ) પિતા પોતાના કુટુંબ સાથે શ્રી જગન્નાથજીની જાત્રાએ જવાને નીકળ્યો હતો. તે વખતે મુગલ સમ્રાટ અકબરે પોતાના બાહુબળ અને યુદ્ધકૌશલ્યથી પઠાણ લોકોને બંગાળામાંથી હાંકી કાઢયા હતા, અને તેઓ ઓરિસા (ઓઢીયા) માં રહેતા હતા. વાચકો યાદ રાખશે કે જગ-

---

પ્રચલિત છે તે મુજબ બંગાળામાં વરવિક્રયનો આપણને વિલક્ષણ લાગે તેવો રિવાજ હયાતીમાં છે; આપણે ત્યાં તો કન્યાના એક વાર નાણાં ઓકાવીને કન્યાને પરણાવી દેવામાં આવે છે અને વૃદ્ધ કે અશક્ત આદમીનો પણ વિચાર કરવામાં આવતો નથી. બંગાળામાં વર સુંદર સ્વરૂપવાન અને કેળવાયલી કન્યા પણ મેળવે છે, અને પુષ્કળ ધન ( પલ્લું ) પણ મેળવે છે. એટલુંજ નહિ પણ બંગાળીઓ એકથી વધારે સ્ત્રીઓ પરણી શકે છે, અને આવી રીતે પુષ્કળ ધન મેળવી શકે છે. નવકુમાર ઉચ્ચ અને કુલિન કુટુંબનો હતો, અને તેથી તે વધારે સ્ત્રીઓ પરણી શકે એમ હતું. આથીજ તેણે "એકજ વાર લગ્ન કર્યાં છે" એમ પૂજારીને કહયું હતું. જેવી રીતે આપણે ત્યાં કન્યાવિક્રયનો દુષ્ટ રિવાજ સમાજ તરફથી નિંદાય છે તેવીજ રીતે ત્યાં વરવિક્રયનો રિવાજ નિંદાય છે, પણ અદ્યાપિ પર્યંત આ દૃષ્ટ રિવાજ ત્યાં પ્રચલિત છે. વાચકોને થોડાક વખત ઉપર કપડાં સળગાવીને બળી મરેલી બંગકન્યા સ્નેહલતાનો તાજો દાખલો યાદ હશેજ.

ન્નાથપુરી ઓઢીયા પ્રાંતમાં જ આવેલી છે. જે વખતની આપણે વાત કરીએ છીએ તે વખતે પઠાણ લોકોને ઓરિસામાંથી હાંકી કાઢવાને માટે મોગલો તનતોડ પ્રયત્નો કરતા હતા, અને મોગલો અને પઠાણ સૈન્યો વચ્ચે તે વેળાએ પુષ્કળ લડાઈઓ ચાલતી હતી. જ્યારે રામ-ગોવિંદ ઘોષલ પોતાના કુટુંબ સાથે ઓરિસાથી પાછો પોતાના દેશમાં આવવાને નીકળ્યો હતો તે વખતે મોગલ અને પઠાણ સૈન્યો વચ્ચે લડાઈ ચાલતી હતી. આ ઝઘડામાં રામગોવિંદ પઠાણોના હાથમાં કેદ જઇ પડ્યો. આપણે વાત કરીએ છીએ તે વખતે ધર્મનું એક પ્રકારનું અંધ ઝનુન લોકોમાં વ્યાપી રહેલું હતું, અને પઠાણ લોકો ધર્મની બાબત આવે એટલે સારાસારનો વિચાર કરવાની શક્તિ ધરાવતા નહોતા. તેઓ આવી રીતે કેદ પકડાતા મુસાફરોની પાસેથી ધન મેળવવા તથા તેમને મુસલમાન બનાવવા પોતાનું તમામ બળ અજમાવતા. રામગોવિંદ બાબુ પાસેથી પણ ધન મેળવવાને તેમણે પ્રયત્ન કર્યો. પણ રામગોવિંદ ક્રોધી અને ઉગ્ર સ્વભાવનો હતો. પત્થર તળે હાથ આવે ત્યારે તેને કળે કળે કાઢી લેવાની કળા તેને નહોતી આવડતી. તે યદ્વા તદ્વા બોલવા લાગ્યા. આથી પઠાણો ઉશ્કેરાયા અને તેને કુટુંબપરિવાર સાથે કેદ પકડી લીધો. આ પઠાણોના પંજામાંથી છુટવાની જ્યારે સર્વ આશાઓ ભ્રષ્ટ થઇ ત્યારે અંતે મુસલમાની ધર્મ અંગીકાર કરીને રામગોવિંદ ત્યાંથી છુટો થયો !

આવી રીતે ધર્માંધ પઠાણોના પંજામાંથી સહીસલામત સહકુંટુંબ રામગોવિંદ ઘેર આવ્યો, પણ મલેચ્છધર્મ અંગીકાર કરવાને લીધે તેનો સમાજ અને જ્ઞાતિમાંથી બહિષ્કાર કરવામાં આવ્યો. આ વેળાએ નવકુમારના પિતા હયાત હતા. મુસલમાન બનેલા હિંદુની કન્યા પોતાની પુત્રવધુ તરિકે રહે તો પોતાના કુળને લાંછન લાગે એમ સમજી તેણે પણ પુત્રવધુ ( પદ્માવતી ) નો પરિત્યાગ કર્યો. આવી રીતે ફરીથી નવકુમાર અને પદ્માવતી મળી શકયાં નહિ. સગાં-સહોદર, જ્ઞાતી, સમાજ એ સર્વથી વિખુટાં બનીને ત્યાંને ત્યાંજ રહેવું, એ રામગોવિંદને ઘણું વસમું લાગ્યું. તેથી તેમજ હવે પોતે

મુસલમાન બનેલો હોવાથી શહેનશાહ અકબરના રાજ્યમાં કાંઈ સારી જગ્યા મળશે એમ ધારી રામગોવિંદ પોતાના કુટુંબપરિવાર સાથે ત્યાંથી નીકળીને મોગલ રાજધાની દીલ્હીમાં આવીને રહ્યો, અને ત્યાં તેણે પોતાનું નશિબ અજમાવવા માંડયું.

## પ્રકરણ ૧૦ મું.

### કપાલકુંડલાનાં લગ્ન.

"कण्व । अलंरुदितेन; स्थिराभव, इतः पन्थानमालोक्य ।

शकुन्तला ।

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
पुत्रो रक्षति वृद्धत्वे न स्त्री स्वातंत्र्यमर्हति ॥




વહારકુશળ મનુષ્યને દેશમાં કે પરદેશમાં કશી મુસ્કેલી નડતી નથી. જેનાં હાડકાં હરામ હોય, ખાઇપીને પથારીમાં પડી રહેવાની જેની દાનત હોય તેનાથી જ લક્ષ્મી ઘણી વેળા દૂર ભાગે છે. પણ જેને તન તોડીને કામ કરવાની જ ઇચ્છા છે, તેને માટે તો દેશ કે પરદેશ એ સર્વ સમાન છે. તેની મહેનતના બદલા તરિકે લક્ષ્મીદેવીની પ્રસન્નતા મોડીવ્હેલી તેના ઉપર અવશ્ય થાય છે જ. રામગોવિંદ ઘોષલ આવા પ્રકારનો એક માણસ હતો. પોતાની કાર્યદક્ષતા, વ્યવહારકુશળતા, અને ઉદ્યોગશીલ સ્વભાવથી તે દીલ્હીમાં સારૂં ધન મેળવી શકયો, તથા ત્યાં અમન. ચમનમાં પોતાના દિવસો વિતાડવા લાગ્યો. ત્યાં તેણે પોતાનું નામ બદલી નાખ્યું હતું. આથી હવેથી રામગોવિન્દનાં સગાંવ્હાલાંઓને

મનથી તેનું અસ્તિત્વ નષ્ટ થયેલું હતું. રામગોવિન્દનું શું થયું, તેમજ તેના કુટુંબપરિવારની શી સ્થિતિ છે તે કોઈ જાણી શક્યું નહોતું. આજ કારણને અંગે નવકુમાર પણ પોતાના સસરા તેમ જ પોતાની પત્નીની સ્થિતિ સંબંધી તદ્દન જ અજ્ઞાન હતો. અને તેમની સ્થિતિ જાણવાનાં સર્વ સાધનો પણ નાશ પામ્યાં હતાં. તે દિવસથી માંડીને આપણે જે પ્રસંગનો ઉલ્લેખ કરીએ છિએ તેટલા સમય સુધીમાં નવકુમાર પોતાની પ્રથમની પત્ની સંબંધી કાંઈ પણ હકીકત મેળવી શક્યો નહોતો. તેને પોતાની પત્ની બહુ વ્હાલી હતી. વહુ તો વાઘને પણ વ્હાલી હોય છે. તો પદ્માવતી જેવી સુસ્વરૂપવતી અને મનોહર સૌંદર્યવતી બાલિકા નવકુમારને ન ગમે એ બને જ કેમ? પણ હવે તે પત્ની પોતાને મળી શકે એમ નહોતું. આથી નવકુમારે આજસુધી ફરીથી લગ્ન કર્યાં નહોતાં. આટલાજ માટે અમે અગાઉ જણાવ્યું છે કે નવકુમારનાં પહેલી વારનાં લગ્ન પણ નામનાં જ હતાં. વાચકોએ યાદ રાખવું કે આ પદ્માવતી સાથે આપણને ઘણું કામ હજી પડવાનું છે. આપણી વાર્તામાં કપાલકુંડલા જેટલો જ ભાગ પદ્માવતી ભજવે છે. એટલે વાચકો તેને વિસરી ન જાય એવી અમારે ચેતવણી આપવાની જરૂર છે. પદ્માવતીનું દીલ્હીમાં શું થયું? નવકુમાર પોતાની પત્નીને ફરીથી મેળવી શક્યો કે કેમ? એ સર્વ પ્રશ્નનો ખુલાસો જણાવી દેવા એમે આતુર છિએ. પણ આપણી વાર્તાનું વળું આડે રસ્તે ન જાય માટે હાલ આપણે આ પાત્રને બાજુ ઉપર રાખી નવકુમાર અને કપાલકુંડલાનું માતાજીના મંદિરમાં શું થયું તે તરફ દષ્ટીપાત કરીએ. અસ્તુ.

નવકુમારે આ બધી સ્થિતિ પૂજારીને કહી નહોતી. પૂજારી આ બધું ન જાણી શકે એ તો કહેવું પડે એમ છે જ નહિ. તે બોલ્યોઃ– "આપના જેવા કુલિન જુવાનને એક કરતાં વધારે લગ્ન કરવામાં શી હરકત છે? આપને અત્યારે મારે આવા જ પ્રકારની એક યાચના કરવાની છે, અને મને ખાત્રિ છે કે હું તેમાં નિષ્ફળ નહિ જ નિવડું. આપને જે બાલિકાએ પ્રાણસંકટમાંથી ઉગાર્યા છે તે બાલિકાએ આપનો પ્રાણ બચાવવા જતાં પોતે પોતાના જીવનને જોખમમાં લાવી

મૂક્યું છે. જે કાપાલિકને ત્યાં આજસુધી તે રહેતી હતી તે મહા ભયંકર અને દુષ્ટ માણસ છે, અને કપાલકુંડલા ત્યાં પાછી જાય તેમાં તેનું જરા પણ શ્રેય નથી એ આપ સહેલાઇથી સમજી શકશો. આ બાલિકાને હવે ઉગારવી એ આપના હાથમાં છે. ”

નવકુમારઃ–“ મારાથી કોઇ પણ ઉપાયે જો આ ઉદારહૃદયા બાલિકાનું રક્ષણ થઇ શકતું હોય તો તેમ કરવાને હું તૈયાર છું. તેમ કરવું એ મારૂં કર્તવ્ય છે; કારણ કે એ કામિનીએ મારે માટે પોતાના જીવનને સંકટમાં આણ્યું છે, ત્યારે તેના જ રક્ષણને માટે હું એક પુરૂષ થઇને ઉપાય ન કરૂં તો હું પુરૂષ નહિ પણ કાપુરૂષ ગણાઉં. પણ આપ સ્પષ્ટ ઉલ્લેખ કરશો તો વિશેષ શ્રેયસ્કર થઇ પડશે. આપ વિદ્વાન છો, અને તેથી સહેલાઇથી સમજી શકશો કે,

**आहारे व्यवहारे च स्पष्टवक्ता सुखी भवेत ।**

માટે રહેજ પણ આશંકા સિવાય આપની માગણીને સ્પષ્ટતાથી વ્યક્ત કરો. ”

પૂજારી સંતોષ પામીને બોલ્યો, “ તમારૂં બોલવું કુલિન અને સત્પાત્રને છાજે એવું છે. મને પરમ સંતોષ ઉપજ્યો છે. મેં કપાલ-કુંડલાની રક્ષા કરવાનો એક ઉપાય શોધી કાઢયો છે, અને આપ કહો તો તે હમણાં જ કહી સંભળાવું. ”

નવકુમારઃ–“ ખુશીથી તેમ કરો. ”

પૂજારીઃ–“ કપાલકુંડલા આપની સાથે અહીંથી પલાયન કરી જાય તોજ તેનું જીવન બચી શકે એમ છે. અહીં રહેવાથી કાપાલિક એક બે દિવસમાં આવીને તેને શોધી કાઢશે; કારણ કે ઘણી વાર કાપાલિક આ દેહરામાં આવે છે. તેને એમ સંશય નથી કે કપાલ-કુંડલા નાસીને અહીં આવી હશે. પણ તે અહીં આવે તો બધું ચેતી જશે. માટે કપાલકુંડલાની પ્રાણરક્ષાનો મુખ્ય આધાર આપની સાથેના પલાયન ઉપર અવલંબીને રહેલો છે. પણ તમારી સાથે નાસી જવાનું કાર્ય પણ કપાલકુંડલાને માટે દુર્ઘટ છે. ”

નવકુમારઃ–“ દુર્ઘટ શા માટે ? ”

પૂજારી:–" તેનું કારણ આપ સહેલાઇથી સમજી શકશો. કપાલ-કુંડલા કુંવારી કન્યા છે. કયા કુળમાં તેનો જન્મ થયો છે, તે સચ્ચ-રિત્ર છે કે કેમ એ સર્વ તો આપ જાણતા જ નથી. તો પછી આપ એને આપની સાથે લઇ જશો કે કેમ એ શંકાસ્પદ વિષય છે. તેને લઇ જઈને પણ શું આપ આપના મકાનમાં આશ્રય આપી શકશો ? જો આપ સ્થાન ન આપો તો આ દુનિયાની વિકટ મોહ-જાળથી સર્વથા અનભિજ્ઞ કુમારી બાળા ક્યાં જાય ? કોનો આશ્રય લે ? શું કરે ? તેના ચારિત્ર્યનું સંરક્ષણ કયા પ્રકારે થઇ શકે ? લોકો તેને માટે શું બોલે ? આ સર્વ બાબતોનો વિચાર કરતાં મને એમ જ લાગે છે કે આપની સાથે આવી સ્થિતિમાં તેનું આવવાનું કાર્ય દુર્ઘટ જ છે. "

નવકુમાર થોડીક વાર વિચાર કરીને બોલ્યો:—"દુગ્ધમાં કાળાશ કદિ અનુભવાતી નથી. હંસ કદિ વિષ્ટા નજીક જતો નથી. તેમ જ કપાલકુંડલાના નિર્દોષ અને નિર્મળ જીવન માટે જો કોઈ સ્હેજ પણ આશંકા લાવે તો તેની ગણત્રિ મૂર્ખમંડળીમાં જ થાય. એટલે તે કોઈ પણ પ્રકારના દુષણ વિનાની સ્ત્રી છે તે તો મારી પૂર્ણ ખાત્રી છે. તે મારી સાથે આવે તો મને કોઈ પણ પ્રકારની હરકત નથી. મારે ખાતર જેણે પોતાની જીંદગી જોખમમાં નાખી તેને માટે હું માથું આપું તો તે પણ થોડું છે. એટલે તે મારે ત્યાં આવશે તો મને કોઈ પણ પ્રકારનો વાંધો નથી. મારા કુટુંબમાં તે અમનચ-મનથી રહી શકશે. "

પૂજારી:—"નવકુમાર ! તમે ભોળા છો. સંસારી મનુષ્યોના હૃદયની વિષમતા અને કુટિલતાનો તમે અનુભવ ધરાવતા નથી. જ્યારે તમારાં કુટુંબીઓ તમને પૂછશે કે આ યુવાન સ્ત્રી કોણ છે, તેને તમે કેમ લાવ્યા છો, અને તે ક્યાંસુધી રહેશે; ત્યારે તમે શો જવાબ આપશો? કદાચ ધારો કે તમારા ઘરનાં માણસો તમારી વાત માનશે; પણ બીજા લોકોની નિંદા તમે કેમ સહન કરી શકશો ? જેનો ધંધો જ પારકા

લોકોનાં છિદ્રો શોધી કાઢવાનો છે તે દુષ્ટોની જીભમાંથી ઝરતા ઝેરને માટે તમે શો ઉપાય કરશો ?"

खलः सर्षप मात्राणि परच्छिद्राणि पश्यति ।
आत्मनो बिल्वमात्राणि पश्यन्नपि न पश्यति ॥

તેમ પોતાના પગ તળે લંકા બળતી હોય અને સામાને ત્યાં તાપણું બુઝાવવા જવા નીકળતા દુષ્ટ લોકોના વાગ્બાણથી બચવાને તમે શી યોજના કરશો ? તેવીજ રીતે બીજી બાબતનો પણ વિચાર કરવો જોઇએ. આપ યુવાન છો સજ્જન છો, અને કુલિન છો, તે માટે તો મને શંકા છે જ નહિ; પણ મારી પુત્રી સમાન આ યુવાન કુમારી કન્યાને આપની સાથે હું શી રીતે મોકલી શકું ? "

નવકુમાર:–" આપ શું ત્યારે બીજો કાંઇ રસ્તો બતાવી શકતા નથી ? તમે જેમ કહો તેમ કરવાને હું અંતકરણપૂર્વક કબૂલ છું. તેની ફરીથી ખાત્રિ આપવાની કાંઇ જરૂર છે ? "

પૂજારી:–" આપના ઉદાર હૃદયને માટે મને પૂર્ણ વિશ્વાસ છે કપાલકુંડલાને તમારી સાથે લઈ જવાનો ફક્ત એકજ ઉપાય છે, તે હું તમને કહું છું તે સાંભળો. કપાલકુંડલા બ્રાહ્મણની કન્યા છે. તેના વૃત્તાન્તની મને ખબર છે. તે જ્યારે તદ્દન બાલ વયની હતી ત્યારે ચાંચીઆઓએ આ નાનકડી નાની બાળીકાનું હરણ કર્યું હતું પણ રસ્તામાં તેમનું વહાણ ભાંગી જવાથી તે પોલાદી હૃદયના પીશાચોએ ચાર પાંચ વરસની ઉંમરની આ નાજુક બાલિકાને ઇશ્વરને આશરે દરિયાકિનારા ઉપર છોડી દીધી હતી. આ નરપિશાચો આવી રીતે આ નિરાધાર બાળાનો ત્યાગ કરીને ત્યાંથી ચાલ્યા ગયા. આ સર્વ હકીકત સંપૂર્ણ રીતે બીજે કોઈ અવસરે આપના જાણવામાં આવશે. ત્યાર પછી શું બન્યું તે હું તમને ટુંકાણમાં કહું છું. આવી રીતે દરિયાકિનારા ઉપર તજી દેવામાં આવેલી આ છોકરીને કાપાલિકે જોઈ, અને પોતાની યોગસિદ્ધિની સાધનાને અર્થે તેણે કપાલકુંડલાને ઉછેરીને મોટી કરી. તે હવે પોતાના

કાર્યમાં સફળતા મેળવવાની અણી ઉપર આવેલો હતો. પણ ઇશ્વરની ગતિ ગહન છે. કપાલકુંડલાના કર્મમાં કાંઇક સારૂં જ લખ્યું હશે. તેથી આપનો તેણે પ્રાણ બચાવ્યો. હવે તેને આપની સાથે લઈ જવાનો રસ્તો એ છે કે આપ તેની સાથે લગ્ન કરો. લગ્ન કરવાથી કોઇ કાંઇ પણ કહી શકશે નહિ અને તમારે ગભરાવાનું સહેજ પણ કારણ રહેશે નહિ. હું શાસ્ત્રોક્ત વિધિથી તમારા બન્નેનાં લગ્ન કરાવી આપીશ. તમારે અત્યારે જવાબ આપવાની જરૂર નથી. લગ્ન કરવું એ રમતની વાત નથી. કન્યા અગર વર કાંઇ કુંભારના ઘરનું હાંડલું નથી કે મરજી પડે જઇને બદલી લવાય. જીવનનો આ એક અતિ અગત્યનો પ્રશ્ન છે. તમે ઉતાવળ કરશો નહિ. આજની રાત પૂર્ણપણે વિચાર કરો અને પછી કાલે સવારે મને જવાબ દેજો. કોઇપણ રીતે મુંઝાશો નહિ: આપને એકલા જવાની ઇચ્છા હશે તો પણ હરકત નથી. કાલે આપને અહીંથી મેદનીપુરના માર્ગ તરફ પહોંચાડી આવવામાં આવશે. ”

આટલું બોલી નવકુમારના જવાબની રાહ જોયા સિવાય પૂજારી ત્યાંથી ચાલ્યો ગયો.

સવારના પહોરમાં પૂજારી નવકુમારની પાસે આવ્યો. તેણે નવકુમારને પૂછ્યું:–“ બોલો આપે શો વિચાર કીધો ? ”

નવકુમાર,–“ આજથી કપાલકુંડલા મારી ધર્મપત્ની છે. હું તેની સાથે લગ્ન કરવા રાજી છું: આ લગ્નને અંગે મારે જે જે કષ્ટો સહન કરવાં પડે તે કરવાને હું તૈયાર છું. મારાં કુટુંબીઓ ગુસ્સે થશે તો મને તેની ચિંતા નથી; હું મારૂં ઘર તજવાને પણ તૈયાર છું. પણ કન્યાદાન કોણ દેશે ? ”

પૂજારી હર્ષ પામીને બોલ્યો:–“ બાબુજી ! તે વિષયમાં ચિન્તા કરવાનું કાંઈ પણ કારણ નથી. હું કન્યાદાન દઈશ ”

એમ કહીને પૂજારી પોતાને જોઇતી સામગ્રીનો સંગ્રહ કરવાના કાર્યમાં પ્રવૃત્ત થયો. એક ખોલીમાં એક ઘણું જૂનું તાલપત્ર હતું; તેમાં તિથિ, નક્ષત્ર વગેરે લખેલું હતું. તે સર્વને સારી રીતે જોઈને

કેટલીક ગણત્રિ કર્યા બાદ બોલ્યોઃ–" આજે જો કે લગ્નને અનુકુળ આવે એવી તિથિ નથી, તો પણ લગ્ન કરવાથી કાંઇ વિઘ્ન નડે એમ પણ નથી. ગોરજ સમયે કન્યાદાનનું મુહૂર્ત રાખીશું. " એમ નક્કી કરીને તે નવકુમારની પાસે ગયો અને બોલ્યોઃ–" તમે આજે ઉપવાસ કરજો. બીજી વિધિ ઘેર જઈને કરી લેજો. આજ એક દિવસને માટે જ હું તમને બન્નેને છૂપાવી શકું એમ છું. વધારે સમય અહીં રહેવું જોખમભરેલું છે. આજે કદાચ કાપાલિક અહીં આવી પહોંચશે તોપણ હું તમને એક ગુપ્ત સ્થાનમાં સંતાડી શકીશ. પણ આ સ્થાનમાં વધારે દિવસ તમને રાખી શકાય એમ નથી. વળી સારા કાર્યમાં સો વિઘ્ન ઉપસ્થિત થાય એવો આ વિશ્વનો નિયમ છે, માટે તમે ઉપવાસ કરી કુલદેવતાનું પૂજન કરી લેજો. લગ્ન થયા બાદ આજની રાત અહીં રહેજો, અને આવતી કાલે પ્રાતઃકાળમાં તમે પતિપત્ની ઘર તરફ જજો. હું તમને રસ્તો બતાવી દઇશ. "

નવકુમારે આ કામમાં ડોકું હલાવીને પોતાની સમ્મતિ દર્શાવી.

સાયંકાળે ગોરજ સમયે કપાલકુંડલાનાં અને નવકુમારનાં યથાવિધિ લગ્ન કરવામાં આવ્યાં. પૂજારીએ શાસ્ત્રોકત વિધિ અનુસાર લગ્ન કરી કન્યાદાન દીધું. વનમાં વિચરનારી સંસારવ્યવહારના કુડ-કપટથી તદ્દન અજ્ઞાન કપાલકુંડલાનું લગ્ન નવકુમાર સાથે થઇ ગયું.

બીજે દિવસે ત્રણે જણાં પ્રવાસની તૈયારી કરવા લાગ્યાં. બહાર નીકળતી વેળાએ કપાલકુંડલા માતાજીની મૂર્તિ સમક્ષ ગઇ. ભકિતભાવપૂર્વક માતાજીને તેણે પ્રણામ કર્યા. પાસેના પુષ્પપાત્રમાંથી એક અક્ષય બિલ્વપત્ર લઇને તેણીએ માતાજીના ચરણારવિન્દમાં તે અર્પણ કર્યું. તે હાથ જોડીને ઉભી રહી અને બિલ્વપત્ર જોવા લાગી. અફસોસ ! બિલ્વપત્ર પડી ગયું !

કપાલકુંડલા કંપી ઉઠી. ભાવિ અમંગળ આશંકાઓથી તે અકળાઇ, અમુંઝાઇ. તેણીએ બધી વાત પૂજારીને કરી. પૂજારી પણ ઉદાસ બની ગયો. પણ હિમ્મત રાખીને બોલ્યોઃ–" પુત્રી ! વિધાતાના લેખ ફેરવવાને કોઇ સમર્થ નથી.

कर्मण्येवाऽधिकारस्ते मा फलेषु कदाचन ।

એવો શ્રીકૃષ્ણ ભગવાને શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં અર્જુનને ઉપદેશ કરેલો છે. આપણને કર્મ કરવાનો અધિકાર છે. તેના ફળની ઈચ્છા રાખવાનો અધિકાર નથી. આપણે આપણું કર્ત્તવ્ય બજાવ્યું છે. તેનું સારૂં નરસું ફળ ઇશ્વરે તારા કર્મમાં જે નિર્માણ કરી મેલેલું હશે તેમાં સ્હેજ પણ ફેરફાર થઈ શકવો એ મનુષ્યપ્રયત્નની મર્યાદા બહાર છે. ત્યારે જે આપણા હાથમાં નથી તેને માટે શોક કરવો શા કામનો ? માટે બેટા ? સુખેથી સીધાવ ! રાજાના કુમાર જેવા કાંતિવાન અને સુશીલ પતિના સહવાસમાં તેની પ્રિયપાત્ર બની, સુખેથી તારા દિવસ નિર્ગમન કર. માતાજી તમો બન્નેનું મંગળ કરશે. ”

કપાલકુંડલાએ કાંઈ પણ ઉત્તર ન આપ્યો. ત્રણે જણાં ચૂપચાપ ચાલ્યાં. ઘણે દૂર જતાં બપોરનો સમય થયો. દૂર મેદનીપુરનો રસ્તો પૂજારીએ કપાલકુંડલાને અને નવકુમારને બતાવી દીધો. બન્ને જણાં તે રસ્તે ચાલવા લાગ્યાં. પૂજારી પાછો વળવા લાગ્યો. સ્નેહાળ કપાલકુંડલા રડી પડી. પૂજારીની આંખમાં પણ આંસુ ભરાઈ આવ્યાં. પરંતુ કઠણ મન કરી આંખમાંના આંસુ લૂછી નાખીને તે બોલ્યોઃ—“ પુત્રી ! ઇશ્વિરકૃપાથી મારી પાસે થોડુંક ઝવેરાત છે. આવા નિર્જન વનમાં મારે તે કશા ખપતું નથી. તેથી તેમાંથી થોડુંક મેં તારા લૂગડાના છેડે બાંધેલું છે. તે તમને રસ્તામાં મુસાફ-રીમાં ખર્ચવાને કામ લાગશે. રસ્તામાંથી પાલખી કરી લેજો, અને સુખેથી જજો. બેટા ! મને કોઈ કોઈ વેળા સંભારજે ! તારા વિયોગને લીધે આજે મને આખું વન સુનું સુનું લાગશે, અને માતાજીના પૂજનમાં પણ મારૂં ચિત્ત ચોટશે નહિ. પણ જેનો ઉપાય નહિ તેનો શોચ કરવો વૃથા છે. માટે સુખેથી સીધાવ. પરમાત્મા તારૂં સૌભાગ્ય અખંડ રાખે અને તમે ઉભય આનંદમાં તમારો કાળ નિર્ગમન કરો. ”

એમ કહીને પૂજારી આંસુ ભરેલી આંખોએ ત્યાંથી પાછો વળ્યો. કપાલકુંડલા રડતી રડતી નવકુમારની સાથે આગળ ચાલી.

## પ્રકરણ ૧૧ મું

### સંકટમાં સપડાયલી સુંદરી.

"—There—now lean on me;
Place your foot here—"
*Manfred.*



નવકુમારે મેદનીપુર આવીને ત્યાંથી કપાલકુંડલાને માટે એક પાલખી ભાડે કરી લીધી, અને કપાલકુંડલાના રક્ષણ માટે એક દાસી તથા પાલખી લઈ જનારા ભોઈ લોકો પણ નક્કી કરી દીધા. કપાલકુંડલાને મોકલ્યા પછી તે પગપાળો જવા લાગ્યો. પહેલા દિવસના પુષ્કળ પરિશ્રમને લીધે બીજે દિવસે નવકુમારને પુષ્કળ થાક લાગ્યો હતો. આથી તે પાલખીની સાથે જલદીથી ચાલી શકતો નહોતો. પરિણામે બપોરના વખતે ભોઈ લોકો પાલખી લઈને આગળ ચાલ્યા ગયા અને તે પાછળ પડી ગયો. તે ધીમે ધીમે ચાલવા લાગ્યો. એમ કરતાં કરતાં સાંજ પડી. ઠંડીથી નવકુમારનાં હાડકાં કડકડ કડકડ અવાજ કરવા લાગ્યાં. ધીમેધીમે રાત્રિ પણ પડવા આવી અને જંગલમાં ચારે બાજુએ ગાઢ અંધકાર છવાઇ ગયો. અધૂરામાં પુરૂં આકાશમાં વાદળાં ચડી આવ્યાં અને થોડોક થોડોક વરસાદ પણ વરસવો શરૂ થઇ ગયો. શિયાળાનો દિવસ, કડકડતી ઠંડી, અને આકાશમાં માવઠું; આ ત્રણ એકત્ર થવાથી જંગલના રસ્તામાં નવકુમારની સ્થિતિ વિલક્ષણ થઇ ગઇ. ઠંડી તથા વરસાદને લીધે રાત્રિનો ગાઢ અંધકાર વધારે ભીષણ બન્યો અને રસ્તો બહુ વિકરાલ દેખાવા લાગ્યો. નવકુમાર જલદીથી ચાલીને નજી-

કના ગામ આગળ જઇને કપાલકુંડલાને મળવાને માટે આતુર બન્યો. તે જલદીથી ચાલ્યો. પણ ગામ દૂર અને દૂર જણાતું હતું, અને બિચારો ચાલી ચાલીને થાકી ગયો પણ ગામ નજીક જણાયું નહિ.

એમ કરતાં કરતાં રાત્રિ વધારે અને વધારે વીતવા લાગી. નવકુમાર થાકયોપાકયો આગળ વધવા લાગ્યો. એટલામાં અચાનક ગાઢ અંધકારમાં તેના પગને કોઇ કઠણ વસ્તુનો સ્પર્શ થયો. પગ ઉઠાવીને આગળ પગ મૂકતાં ફરીથી પણ કોઇ કઠણ ચીજ સાથે તેનો પગ અ. થડાયો અને આ વેળા તો કડકડ શબ્દ સાથે તે ચીજ ભાંગી ગઇ. નવકુમારે તે ચીજને હાથમાં લેતાં જણાયું કે તે તુટેલા કાચના કકડા હતા.

અચાનક એક વીજળીનો ચમકારો થયો. આ અરસામાં નવકુમારને જણાયું કે નજીકમાં એક તુટી ગયેલી પાલખી તથા દૂર બીજો કાંઈ મોટો પદાર્થ પડેલો છે. નવકુમાર ગભરાયો અને કપાલકુંડલા ઉપર કાંઇ વિપત્તિ આવી પડી હોય એમ તેને લાગવા માંડયું. તે અંધારામાં પાલખીની આજુબાજુ ફરીને જોવા લાગ્યો, એટલામાં એક બીજી ચીજ સાથે તેના પગનો સ્પર્શ થયો. આ વખતે તે વસ્તુ કોમળ મનુષ્ય હોય એમ જણાયું. નવકુમાર ત્યાં બેસી ગયો. તેણે જોયું કે તે શરીર તદ્દન ઠંડું પડી ગયું છે. હાથ તપાસીને તેણે નાડી જોવા માંડી. તેના હાથને કંકણનો સ્પર્શ થયો. આ અચેત દેહ કોઇ નાજુક અને યુવાન સ્ત્રીની છે એમ તેની ખાત્રી થઇ ગઈ. નાડી તપાસી જોતાં તે ચાલે છે કે નહિ તેની તેને બરોબર સમજણ પડી નાહ. આથી લાચાર થઇને તેણે તે સ્ત્રીના વક્ષઃસ્થળ ઉપર હાથ મૂકયો, અને હૃદય ધબકે છે કે કેમ તે તપાસવા લાગ્યો. ત્યાં તપાસ કરતાં જણાવ્યું કે હૃદય આછા આછા ધબકારા લેતું હતું. આથી તેને તે સ્ત્રીના જીવનની ખાત્રી થઈ ગઇ. તેણે આસ્તેથી તે સ્ત્રીના બદનના બંધ છોડી નાખ્યા અને તે મુક્ત રીતે શ્વાસ લઈ શકે એવી ગોઠવણ કરી. તેનો શ્રમ સફળ થયો અને થોડીક વારમાં તે સ્ત્રી નખાઇ ગયેલા પણ મંજુલ કોમળ સ્વરથી બોલી:–" હું કયાં છું !"

નવકુમારઃ–" બાઇ, ગભરાશો નહિ. તમે નિર્ભય થાઓ. તમે અત્યારે મેદનીપુરથી નજીકના બીજા ગામ જવાની રસ્તાની વચ્ચેના જંગલમાં છો."

તે સ્ત્રી બોલી:–" હા! હવે મને યાદ આવ્યું. હાય! હાય!! મુઆ લૂટારાઓએ મારી પાલખી તોડી નાખી, મારા એક હાંકનારાને મારી નાખ્યો છે. મને પણ પગમાં એક ડાંગ મારીને બેભાન કરી દીધી હતી. મારાં બધાં ઘરેણાં એ લોકો લઈ ગયા હોય એમ લાગે છે."

નવકુમારઃ—" ખેર! હવે થવાનું હતું તે થઈ ગયું. તમે હવે ઉઠી શકશો? ઉઠી શકો એમ હોય તો ધીમે ધીમે મારી સાથે સામેના ગામમાં ચાલો. નહિ તો આપણે બીજી કાંઇ વ્યવસ્થા કરીએ."

સ્ત્રીઃ—" ના, મને થોડીક મદદ મળશે તો હું ચાલી શકીશ. અહીંથી નજીકનું ગામ કેટલું દૂર હશે?"

નવકુમારઃ—" કેટલું દૂર છે તે તો હું નથી બતાવી શકતો. પણ બહુ દૂર તો હવે નથી જ એવી મારી ખાત્રિ છે."

સ્ત્રીઃ—" ત્યારે ચાલો; હું આવવા તૈયાર છું. પણ મને કશા-કનો ટેકો જોઇશે."

નવકુમારઃ—" આપત્તિના સમયમાં આપણે કેટલીક વેળા સાધારણ પ્રસંગોમાં જે રીતે વર્તતાં હોઇએ તે રીતે ન વર્તી શકાય. જો તમને વાંધો ન હોય તો મારા ખભા ઉપર હાથ મૂકીને ધીમે ધીમે ચાલો."

તે સ્ત્રી કાંઈ પણ બોલ્યા સિવાય નવકુમારના ખભા ઉપર હાથ મૂકીને આગળ ચાલવા લાગી.

નવકુમારને એટલો તો સંતોષ થયો કે કપાલકુંડલા સલામત છે. આગળ જતાં જતાં થોડીક જ વારમાં ગામના દીવા જણાવા લાગ્યા. બન્ને પ્રવાસીઓ ઉત્સાહથી આગળ વધવા લાગ્યાં. થોડા વખતમાં તેઓ ધર્મશાળા આગળ આવી પહોંચ્યાં. તે વખતે ઠગ લોકો ધર્મશાળામાં પણ ઉત્પાત મચાવવાને ચૂકતા નહોતા. એટલે કેટલીક મુશ્કેલી પછી જ નવકુમાર અને તેની સાથીદાર સ્ત્રી ધર્મશાળામાં દાખલ થઇ શકયાં.

અંદર જતાં નવકુમાર જોયું કે કપાલકુંડલા પણ ત્યાં આવી પહોંચેલી છે. તે એક ઓરડીમમાં ઉતરેલી હતી. નવકુમારે પોતાની સાથેની સ્ત્રીને તે ઓરડીની નજીકમાં એક ઓરડીમાં ઉતારો અપાવ્યો. ત્યાં આધળ દીવો આણવામાં આવ્યો. પ્રકાશમાં નવકુમારે જોયું કે આ સુંદરી અત્યંત સ્વરૂપવતી હતી. રૂપરાશીના તરંગમાં તેની યૌવનશોભા શ્રાવણની નદીની માફક પૂર્ણ જોસમાં વહેતી હતી.

## પ્રકરણ ૧૨ મું.

### ધર્મશાળામાં

"कैषा योशित प्रकृत चपला।"

—उध्धवदूत।



નવકુમારે જે પરમ સુંદર રમણીના મુખકમળનું નિરીક્ષણ કર્યું હતું તે જો નિષ્કલંક અને નિર્દોષ રમણી હોત તો પ્રિય વાંચનાર ! અમે તે અતુલ સૌંદર્યવતી સુંદરીની સરખામણી તમારાં ગૃહદેવીની સાથે કરત. ભલાં સ્ત્રી વાચકો ! અમે ખાત્રિથી કહેત કે તે અતિશય સ્વરૂપવતી સુંદરી કેવળ તમારી પ્રતિકૃતિ હતી. બસ, અમારા વર્ણનનો ત્યાં જ અંત આવી જાત. પણ અફસોસ ! અમે તેવી તુલના નથી કરી શકતા. કારણ કે તે સુંદરી તેના સૌંદર્યના પ્રમાણમાં સદ્ગુણથી પરિપૂર્ણ નથી પણ દુષ્ટચિત્ત છે. તેથી અમે કેવી રીતે તેની તમારી સાથે તુલના કરી શકીએ ?

આ સુંદરી નિર્દોષ નથી એમ કહેવાનું કારણ એ છે કે તેની આકૃતિ ઉપરથી જ તેના ગુણની તુલના થઈ શકતી હતી. લાવણ્ય અને સૌંદર્ય એ બન્ને બક્ષિસો જે સુંદરી પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી

નિવડેલી હોય છે તેનાથી કાંઈક જુદા જ પ્રકારનું આ સુંદરીનું સ્વ-રૂપ હતું. તે સાધારણ રીતે વિશેષ ઉંચી હતી. તેણીના રાતા પ્રવાળ સમાન રક્તવર્ણા અધરોષ્ટ સ્હેજ ચપટા હતા. તેના શરીરનો વર્ણ તદ્દન ગૌર નહોતો. પણ સર્વાંગે ગૌર વર્ણ કરતાં સ્હેજ કાળાશની છટા સ્ત્રીના સૌંદર્યમાં અનુપમ વધારો કરે છે એ વાત સ્ત્રીસ્વરૂપના અભ્યાસકો સારી રીતે સમજી શકશે.

તે સુંદરીનું શરીર સ્હેજ લાંબુ છતાં તેના શરીરના નાજુક અવયવો સુગોળ, સુડોળ અને સુંદર હતાં, તેમજ તેણીનાં ગાત્રો માંસલ હતાં. વર્ષાઋતુમાં પત્રપુષ્પના ભારથી જેમ નાજુક વેલી ફુલીફાલીને અનુપમ સૌંદર્ય દાખવે છે તેમ આ લલનાના અંગેઅંગમાંથી અનુપમ સૌંદર્ય નીતરતું હતું. તેના ઉન્નત ઉરોજ તસતસતી ચોળીની અંદર મહાકષ્ટે છૂપાઈ રહ્યા હોય એમ જણાતું હતું, અને તે ઉપરનું બારિક ઓઢણું એટલું આછું હતું કે અંદરના વક્ષઃસ્થળ ઉપર જાણે બે સુવર્ણકળશ મૂકેલા હોય એમ દીસતું હતું ! તેણીના મુખનો રંગ અતિ મનોહર હતો. તે પૂર્ણચંદ્રની ચાંદની જેવો તદ્દન સફેદ પણ નહોતો તેમજ શ્યામ પણ નહોતો. સાયંકાળના સમયમાં અંધકાર અને પ્રકાશનું જે વિચિત્ર મનોહર મિશ્રણ થાય છે, તેવો આ સુંદરીના વદનનો રંગ હતો. પુષ્કળ તપાવેલા સોનાને તે મળતો આવતો હતો એમ આપણે કહીએ તોપણ કાંઈ હરકત જેવું નથી. સાતમના ચંદ્ર સરખું તેજસ્વી અને મનોહર તે સુંદરીનું લલાટ હતું, અને મહાધનુધારી વીરના ધનુષ્યના જેવી સુંદર અને કાજળ સમાન કાળી તેણીની ભ્રમરો તેના વદનકમળની સૌંદર્યતામાં ઘણો વધારો કરી રહી હતી. આસમાની અને વિશાળ આંખોમાં દિવ્ય તેજ પ્રકાશી રહ્યું હતું. પણ તે તેજ જોનારને શાંતિ આપવાને બદલે ઉન્મત્ત બનાવતું હતું, અને તે કામિનીનાં કટાક્ષોમાં એક એવો અજબ પ્રભાવ હતો કે જેથી સામા માણસની ખાત્રિ થઈ જાય કે આ રમણી હસમુખી, મોજીલી અને વિલાસપ્રિય છે. મોજ-મજા અને આનંદનો ઉપભોગ એજ જગતમાં આ સુંદરીનું પરમ

કર્તવ્ય હોય એમ બારિક નજરે જોનારને જણાઇ આવ્યા વિના રહેતું નહિ. વાચક ! તમે તદ્દન પાકેલી મોટી કેરી ઉપરની લાલાશ જોઈ છે ને ? તેના રંગ સાથે આ સુંદરીના કપોલપ્રદેશના રંગની તુલના કરી લો, અને તમને આ સુંદરીના સુંદર વદનનો ખ્યાલ ઠીક આવી જશે; વેણીના મુખનું સૂક્ષ્મતાથી અવલોકન કરતાં એ પણ સ્પષ્ટ જણાતું હતું કે તે રમણી અતિશય બુદ્ધિમતિ અને અદ્ભૂત આત્મબળ ધરાવનાર છે. પોતાનું બારિક અને સુંદર ઓઢણ મુખ ઉપર આમ તેમ સરકાવીને સીધું કરતી તે રમણી જ્યારે ઉભી રહેતી હતી ત્યારે સૌંદર્યવતી સુંદરીઓની તે મહારાણી છે એમ જોનારને સ્પષ્ટ ભાસ થતો હતો.

તે સુંદરીનું વય આશરે સત્તાવીશ વર્ષનું હતું. પૂર્ણ યૌવનના ભારથી તેનું શરીર ચંચળ હતું. સ્ત્રીમાં ચાંચલ્યતા અને ચપલતા વારંવાર નવીન શોભા ધારણ કરીને જોનારને મુગ્ધ બનાવી દે છે. “ **क्षणे क्षणे यन्यवतामुपैति तदेवरूपं रमणीयतायाः ।** એ આપણા કવિઓનું એક સર્વમાન્ય સૂત્ર છે. નવકુમાર આ અદ્ભુત સૌંદર્યવતી રમણીના રૂપરસનું પાન કરવા લાગ્યો.

નવકુમાર જોઇજ રહ્યો ! પોતાની આંખો તે રૂપરાશિ તરફથી દૂર ખસેડવાનું તેને મન જ ન થયું. તે રમણી સ્હેજ હાસ્યકરી નવકુમારને ઉદ્દેશીને બોલી: “તમે શું જુઓ છો ? મારૂં રૂપ ”

નવકુમાર સદ્ગૃહસ્થ હતો. તે શરમાયો. પારકી સ્ત્રીને આવી રીતે નિહાળી નિહાળીને જોવું એ સભ્ય પુરૂષનું લક્ષણ નથી એવું તેને યાદ આવ્યું અને તેણે પોતાનું માથું નીચું નમાવી લીધું

નવકુમારને કાંઈ પણ જવાબ આપતો ન જોવાથી તે રમણી ફરીથી સ્હેજ ઉશ્કેરાઈને બોલી:–“ કાં ? જવાબ કેમ નથી દેતા ? તમે કદિ કોઈ સુંદરીને નથી જોઈ ? શું મારામાં વિશેષ સૌંદર્ય છે એમ તમને લાગે છે ? ”

જો બીજી કોઈ સ્ત્રીએ આવા શબ્દો કહ્યા હોત તો તે તીરસ્કારમાં જ આવું બોલે છે એમ જણાત, પણ આ સ્ત્રી એવા હાવભાવથી અને હાસ્યથી બોલી કે જેથી તે કેવળ હાસ્ય ઉપજાવવાને જ બોલી હોય એમ જણાતું હતું. નવકુમાર સમજી ગયો કે આ

ઘણી હસમુખી અને આનંદી સ્ત્રી છે. તે પણ હસીને બોલ્યો:— "મેં ઘણી સુંદરીઓને જોઇ છે; પણ આવી સુંદર નહિ."

રમણી અભિમાનપૂર્વક બોલી:—" શું એક પણ નહિ ?"

કપાલકુંડલાનું સૌંદર્ય નવકુમારે નિહાળ્યું હતું. તે પણ ગર્વથી બોલ્યો:–" એક પણ નહિ એમ તો ન કહી શકાય,"

તે સ્ત્રી બોલી–" એમ કે ? ઠીક; ત્યારે તે સ્ત્રી કોણ છે ? તે તમારી ગૃહિણી છે ?"

નવકુમાર:–" કેમ ? ગૃહિણીની ભાવના તમારા મનમાં કેમ કરો છો ?"

જવાબ મળ્યો કે:—" બંગાળી લોકો પોતાની પત્નીને સર્વથી વિશેષ સુંદર સમજે છે."

નવકુમાર:—" હું તો બંગાળી છું; પણ તમે પણ બંગાળી બાળાની માફક શુદ્ધ બંગભાષામાં વાતચીત કરો છો. તો તમે કયા દેશનાં છો, તે તો જણાવો."

તે યુવતિ પોતાનાં કપડાં ભણી નજર ફેંકીને એક ઉષ્ણ નિઃશ્વાસ નાખતી બોલી:–" આ હતભાગિની બંગાલણ નથી. હું પશ્ચિમ દેશની મુસલમાન છું."

નવકુમારે તે રમણીના પહેરવેશને બરાબર જોયો. તે સમજી ગયો કે પહેરવેશ પશ્ચિમ દેશના મુસલમાનોના જેવોજ હતો.

થોડીક વાર રહીને તે સ્ત્રી ફરીથી બોલી:–" મહાશય ! તમે તો વાક્ચાતુરી વાપરીને મારો પરિચય મેળવી લીધો. હવે કૃપા કરી તમારો પણ પરિચય આપીને કૃતાર્થ કરો. એટલું જ નહિ પણ આપે જોયેલ પરમરૂપવતી રમણી રહે છે તે કયું સ્થાન તે મને બતાવો; કે જેથી હું પણ તેના સૌંદર્યને નિહાળું."

નવકુમાર:–" મારૂં રહેવાનું ઠેકાણું સપ્તગ્રામમાં છે." તે અજ્ઞાત રમણીએ કાંઇ પણ ઉત્તર ન આપ્યો. એકદમ તે પોતાનું મુખ નીચું કરીને દીવો સંકોરવા લાગી.

થોડીક વાર રહીને તે સ્ત્રી કાંઇક થરથરતા અવાજે બોલી:–

" આ બાંદીનું નામ મોતી છે. મહાશયનું નામ જાણવા હું ભાગ્યશાળી થઈ શકીશ ? "

નવકુમાર:-" મારૂં નામ નવકુમાર શર્મા. "

દીપક બુઝાઇ ગયો. ગાઢ અંધકાર તે ઓરડીમાં વ્યાપી ગયો.

## પ્રકરણ ૧૩ મું

### અલંકારની ભેટ !

" **Angle she was,-angel she ever would be,-**
**—and yet-what did she *Seem* ? Naught but—**
**" *A child—like woman, wise and very fair,***
***Crowned with the garland of her golden hair.***
**This aud no more-and yet in this was all**
**earth and all heaven comprised !—"**

**—Marie Coreli—**

***From " ARDATH " The Story of a Dead Self.***



વકુમારે ધર્મશાળાના રખવાળને બીજો દીવો લાવવા આજ્ઞા કરી. દીવો આવે તે અગાઉ એક દીર્ઘ નિઃશ્વાસનો સ્વર તેના કાને પડયો. દીવો આવી ગયા બાદ થોડાક વખત પછી એક મુસલમાની પોશાક પહેરેલો નોકર અંદર આવ્યો. તેને જોઇને તે સ્ત્રી બોલી:

" અરે ? તમે લોકો અત્યારસુધી કયાં હતા ? બીજા બધા કયાં છે ? "

" બધા પાલખી હાંકનારાઓને અમે એકઠા કરવા રહ્યા એટલામાં આપની પાલખી આગળ ચાલી ગઈ અને અમે પાછળ રહી

ગયા. પાછળથી પાલખીને તુટેલી જોઈ અને આપને ન જોયાં એટલે લોકો ગભરાઇ ગયા, અને આપની શોધમાં અમે બધા જુદેજુદે ઠેકાણે નીકળી પડયા હતા. હવે આપનો પત્તો મળ્યો છે, એટલે હું બધાને બોલાવી લાવું છું."

"ઠીક; જાઓ; જઇને બધાને બોલાવી લાવો."

નોકર સલામ કરીને ચાલ્યો ગયો. મોતી (તે પરદેશી અજ્ઞાત રમણીનું નામ મોતી છે તે વાચકોએ ગયા પ્રકરણમાં વાંચ્યું છે જ.) થોડાક વખત સુધી ગાલ ઉપર હાથ ટેકવીને બેસી રહી.

નવકુમારને બહુ વાર થઇ ગઇ એમ લાગ્યું અને તેણે જવાની રજા માંગી. મોતી જાણે સ્વપ્નામાંથી ઝબકીને જાગી હોય તેમ બોલી: "આપ કયાં ઉતરશો ?"

નવકુમાર—"આ ખંડની જોડેના ખંડમાં."

મોતી:—"મેં એ ઘરની નજીક એક પાલખી જોઇ હતી. આપની સાથે કોઈ છે ?"

નવકુમાર:—"હા; મારી પત્ની છે."

મોતીબીબી ફરીથી રહેજ વ્યંગ દર્શાવીને બોલી:—"તે જ શું અદ્વિતીય સ્વરૂપવતી સુંદરી છે કે ?"

નવકુમાર:—"જોવાથી જણાશે."

મોતીબીબી:—"દર્શન કરવાનો લાભ મળશે ?"

નવકુમાર:—"હા; એમાં નુકશાન શું છે ?"

મોતી: "ત્યારે તો જરૂર મહેરબાની કરજો. તે પરમસુંદર સુંદરીનાં દર્શન કરવાની મને તીવ્ર અભિલાષા છે. આગરા—પણ ના, હમણાં નહિ. આપ હમણાં જાઓ. હું થોડીક વારમાં મારા આવવાના સમાચાર મોકલાવું છું."

નવકુમાર ચાલ્યો ગયો. થોડીક વખતમાં અનેક દાસીઓ પેટી, પટારા અને બીજા સામાન સાથે ત્યાં આવી પહોંચી. તેમાં એક પાલખી પણ આવી હતી. એ પાલખીમાં મોતીની એક બાંદી બેઠેલી હતી.

થોડીક વારમાં નવકુમારને સંદેશો મળ્યો કે "મોતીબીબી આપને યાદ કરે છે."

નવકુમાર ત્યાં ગયો. આ વખતે મોતીબીબીનું સ્વરૂપ અનુપમ હતું. પ્રથમના કરતાં તે કાંઇક નવીન અંબારથી ઓપતું હતું. મોતીએ પહેલાંનાં કપડાં કાઢી નાખી મુસલમાન ઉમરાવવના ઘરની સ્ત્રીના જેવાં અતિ કીમતી અને મૂલ્યવાન વસ્ત્રો પહેર્યાં હતાં, તથા સોના અને ઝવેરાતના દાગીના અંગ ઉપર અગણિત સંખ્યામાં ધારણ કર્યા હતા. માથાની વેણીમાં, કાનમાં; નાકમાં, આંખની નજીક, ગળામાં, બન્ને હાથમાં, હાથનાં આંગળીઓમાં, પગમાં, જ્યાં જુઓ ત્યાં સર્વ સ્થળે મોતીએ ઘણી જ કુશળતાથી બહુમૂલ્ય અલંકારો ધારણ કરેલા હતા. સર્વત્ર સુવર્ણ અને મણીમુક્તાદિ રત્નોનો તેજસ્વી પ્રકાશ ઓપી રહ્યો હતો. સોના અને સુગંધનો અપૂર્વ સંયોગ આ સ્થળે થયો હોય એમ માલમ પડતું હતું. આ મુસલમીન રમણીના રૂપના અંબારમાં નવકુમાર ખરેખર આ વેળા તો અંજાઇ જ ગયો.

મોતીબીબી સ્હેજ હસીને બોલી:–"મહાશય ! ચાલો; આપની પત્નીનાં દર્શન કરવા હું આવું છું."

નવકુમાર:–"તેટલા માટે દાગીના અને કીમતી વસ્ત્રો પહેરવાની જરૂર નહોતી. મારી પત્ની પાસે બિલકુલ દાગીના નથી."

મોતી:—"દાગીના મેં બતાવવાને માટે પહેર્યા છે. સ્ત્રીઓની પાસે દાગીના હોય તો તે બીજાને બતાવ્યા સિવાય નથી રહેતી. હવે ચાલો."

નવકુમાર અને મોતી ત્યાંથી ચાલ્યાં. જે દાસી પાલખીમાં આવી હતી તે પણ સાથે સાથે ચાલી. દાસીનું નામ પેશમન હતું.

કપાલકુંડલા ઓરડીમાં એકલી જમીન ઉપર બેઠી હતી. ખૂણામાં એક દીવો બળતો હતો. કપાલકુંડલાના માથાના વાળ છુટા હતા, અને તે ખભા ઉપર આમતેમ વીખરાયલા હતા. ઓરડી તરફ પુઠ કરીને કપાલકુંડલા બેઠેલી હતી. એટલે જ્યારે પહેવહેલી પાછળથી

મોતીએ કપાલકુંડલાને જોઇ ત્યારે તેને સ્હેજ હસવું આવ્યું. અંદર પેસીને મોતીએ દીવાને સંકોરી મોટો કર્યો અને કપાલકુંડલાની ઉપર તેનો પૂર્ણ પ્રકાશ પડયો. આ વેળા કપાલકુંડલાને જોતાં જ તેણીના મુખ ઉપરથી હસવાનો ભાવ જતો રહ્યો, અને તેની મુખાકૃતિ ગંભીર બની. તે ધારીધારીને કપાલકુંડલાને જોવા લાગી. મોતી આશ્ચર્ય પામી ગઈ હતી. કપાલકુંડલા પણ મોતીનાં સામું જોઈ રહી હતી.

થોડીક વાર પછી મોતી પોતાના અંગ ઉપરના તમામ અલંકારો ઉતારવા લાગી. એક પછી એક તમામ દાગીના તેણે કપાલકુંડલાને પહેરાવ્યા. કપાલકુંડલા કાંઈ પણ બોલી નહિ, કારણ આ અલંકારોની કિમ્મત તથા શોભાથી તે તદ્દન જ અજ્ઞાન હતી. નવકુમાર બોલ્યોઃ—" આ શું કરો છો ? " મોતીએ જવાબ ન દીધો. દાગીના પહેરાવવાનું કાર્ય સમાપ્ત થયા બાદ મોતી નવકુમારને કહેવા લાગીઃ–" હું હારી અને તમે જીત્યા. તમે ખરૂં જ કહ્યું હતું. રાજાના ઉદ્યાનમાં પણ આવું અનુપમ વનકુસુમ નથી ખીલતું. આવી કંચનવર્ણી કાયાવળી અદ્વિતીય રૂપવતી સુંદરી મેં મોગલ સમ્રાટ અકબરના પાટનગરમાં પણ ક્યાંય જોઈ નથી. આ સર્વ અલંકાર આવી સુંદર દેહલતાને જ લાયક છે. તેથી મેં મારા બધા અલંકારો તેને પહેરાવ્યા છે. તેને રહેવા દો, અને તે પહેરાવનાર પરદેશી પ્રવાસિનીને કદાચ કદાચ યાદ કરતા રહેજો ! "

નવકુમાર ચમકીને બોલ્યો,—" શું બોલો છો ? આવા અતિશય કિમતી દાગીના હું શી રીતે લઉં ? "

મોતીઃ—" ઇશ્વરની કૃપાથી મારી પાસે એવા બહુ અલંકાર છે. આટલા અલંકાર ઓછા થવાથી હું કશી અડચણ નહિ પામું. મને આ દાગીના આપનાં પત્નીને પહેરાવવાથી બહુ આનંદ ઉપજે છે. તમે મને શું કરવાને રોકો છો ? હું તે પાછા નથી લેવાની. "

એમ કહીને મોતીબીબી પેશ્મનની સાથે ત્યાંથી ચાલી ગઈ. પોતાના મંડપમાં ગયા બાદ પેશમને મોતીને પૂછ્યું, " બીબીજાન ! એ કોણ હતા ? "

યવનબાલાએ ઉત્તર દીધોઃ–" પતિ !"

થોડીક વારમાં મોતીએ દાગીના મૂકવા માટે કપાલકુંડલાની પાસે ચાંદીથી મઢેલી હાથીદાંતની એક પેટી પણ મોકલાવી આપી. રસ્તામાં લૂટારાઓ માત્ર મોતીબીબીના અંગ ઉપરનાં આભૂષણો જ લઇ શક્યા હતા. પાલખીમાં તેણે સંતાડેલું જવાહીર તથા તેના નોકરો સાથે જે જે દાગીના પોતાના પાછળથી રહેલા હતા તે બધા સલામત હતા તે વેળાએ બહારવટીયાઓના ભયને લીધે આવી સાવચેતી રાખવાની જરૂર પડતી હતી.

નવકુમારે બે ત્રણ અલંકાર કપાલકુંડલાના અંગ ઉપર રહેવા દઇને બીજા બધા પેલી પેટીમાં ભરીને કપાલકુંડલાને રાખી મૂકવાને આપ્યા. બીજે દિવસે સવારે મોતીબીબી બર્દવાનની તરફ તથા નવકુમાર પત્ની સાથે પોતાના ગામ સપ્તગ્રામ તરફ મુસાફરી કરવાને માટે નીકળી પડયાં. નવકુમારે કપાલકુંડલાને પાલખીમાં બેસાડીને હાંકનારાઓને પાલખી સપ્તગ્રામ તરફ લઇ જવાની આજ્ઞા આપી દીધી. પાલખી ઝપાટાબંધ આગળના દિવસની માફક આગળ જતી રહી અને નવકુમાર પાછળ રહી ગયો. કપાલકુંડલા પાલખીનો પડદો ઉઘાડીને ચારે બાજુએ જોતી જોતી સૃષ્ટિદેવીને મનોહર સૌંદર્યનું પાન કરતી હતી. એટલામાં એક ભિખારી ભિખ માગતો કપાલકુંડલાની પાલખી આગળ આવ્યો, અને કાલાવાલા કરતો કરતો પાલખીની સાથે સાથે ભિખ માગતો ચાલવા લાગ્યો.

કપાલકુંડલા બોલીઃ–" મારી પાસે કશું નથી; હું તને શું આપું?"

ભિખારીએ કપાલકુંડલાના અંગ ઉપર જે બે ત્રણ દાગીના હતા તે તરફ આંગળી કરીને કહ્યું, " બાઇ ! તમારા અંગ ઉપર તો હીરામોતીના દાગીના છે. પાલખીમાં તમે મુસાફરી કરો છો; અને મારી પાસે કાંઇ નથી, એમ કેમ કહો છો ? "

કપાલકુંડલા બોલીઃ—" દાગીના મળવાથી તને સંતોષ થશે?"

ભિખારી ઘણો અચંબો પામ્યો. દાગીનાથી કોને સંતોષ ન

થાય ? તે બોલ્યો:—"શા માટે સંતોષ ન થાય ? તે મળે ત્યારે તો મારી જન્મારાની ભાવટ ભાગી જાય. "

કપાલકુંડલાએ નિષ્કપટ હૃદયથી જરાક પણ અચકયા સિવાય દાગીનાનો આખો દાબડો તથા અંગ ઉપર પહેર્યા હતાં તે તમામ ઘરેણાં ઉતારીને ભિખારીને આપી દીધાં. તેને અલંકારની બીલકુલ કિમ્મત જ નહોતી !

ભિખારી તો આશ્ચર્યથી આભો જ બની ગયો. તે બે પળ વિચારમાં પડયો. પણ પછી દાગીના લઈને ત્યાંથી એકદમ પલાયન કરી ગયો. કપાલકુંડલા મનમાં વિચારવા લાગી કે મેં મારી રાજીખુશીથી દાગીના આપી દીધા, છતાં ભિખારી દોડયો કેમ ?

---

## પ્રકરણ ૧૪ મું

---

### સપ્તગ્રામમાં

---

" शब्दाख्येयं यदपि किल ते यः सखीनां पुरस्ताम् ।
" कर्णे लोलः कथयितुमभूदानन स्पर्श लोभात् ॥ "

—कालीदासः ।

( मेघदूत । )

---



કપાલકુંડલાને લઇને નવકુમાર પોતાના સ્વદેશમાં—સપ્તગામમાં આવી પહોંચ્યો. રસ્તામાં અલંકારની હકીકતની તેને પાછળથી ખબર પડી હતી. પણ આ નિર્દોષ બાલિકાને આભૂષણની કાંઇ જ કિમ્મત નહોતી, તેમ જ એ વિષે હવે ઉહાપોહ કરવાથી કાંઇ પણ

ઉપાયે આભૂષણો પાછાં મળવાનો સ્હેજ પણ સંભવ નથી તેની ખાત્રિ થવાથી આ વિષય ઉપર તેણે કાંઇ પણ વાટાઘાટ કરી નહોતી.

આ સ્થળે અમે નવકુમારનાં ગૃહનાં માણુસોનો પરિચય આપવો યોગ્ય ધારીએ છિએ; કારણ કે આપણને તેમાંનાં એક બે પાત્રોનું પાછળથી ઘણું કામ પડવાનું છે.

નવકુમારના પિતા અત્યારે હયાત નહોતા. નવકુમારની વિધવા માતા અને તેની બે બ્હેનો ઘરમાં રહેતી હતી. મોટી બ્હેન વિધવા હતી. આપણને આ સ્ત્રીનું આપણી વાર્તામાં કાંઈ જ કામ પડવાનું નથી; એટલે તેના વિષે આટલો જ ઉલ્લેખ બસ છે. બીજી બ્હેનનું નામ સ્યામાસુંદરી હતું. તે સધવા હતી. પણ તે કુલિન પતિની પત્ની હોવાથી સાસરે જવાનો અવસર જવલ્લે જ મેળવી શકતી ! તેથી તે નવકુમારને ત્યાં જ રહેતી હતી. આપણે જાણીએ છિએ કે આપણી બાજુમાં એક સાધારણ માણસ કોઇ ઉચ્ચ અને કુલિન કુટુંબની કન્યા પરણે તો તે બાપડાને ઘણું દબાઇને ચાલવું પડે છે. ઘણીક વેળા તો કુલિનની કન્યા પ્રાપ્ત થવાથી એ શ્રીમતિના દાસાનુદાસ બનીને પણ પતિરાજ પોતાનું જીવન ગાળે છે. આ કુલિનની કન્યાઓ ઘણે ભાગે પોતાના પિયરમાં જ રહે છે અને સાસરે આવે ત્યારે જાણે શું એક મોટો ઉપકારનો ડુંગર વરસાવ્યો હોય એવો દમામ મારે છે ! રે ! એટલુંજ નહિ પણ પોતાને ઉચ્ચ અને કુલિન તથા વિદ્વાન અને સાક્ષર કહેવડાવતા પિતાઓ—સંસાર સુધારાની બૂમ મારી સ્ત્રીઓને સમાનતા અને સ્વાતંત્ર્ય આપવાની વાતો કરનારા સુધારકમાં ખપવા માગતા પિતાઓ—પોતાની કુલિન પરણેલી પુત્રીઓને પતિગૃહે ન મોકલતાં પોતાને ઘેર રાખવામાં જ મહત્તા માને છે, અને સાસરે પુત્રીને મોકલવામાં નાનમ સમજે છે. અમારા વાચકો પકી કોઇકને આવા અનુભવ થયો હશે. અનુભવ ન થયો હોય તો તો સારી જ.વાત છે ! પણ અમારી એટલી તો ખાત્રિ છે કે આ વાત તેમના લક્ષમાં તો ઉતરી શકીતી જ હશે. આ જ મુજબ બંગાળામાં ઉંધો રિવાજ છે. ત્યાં કુલિન કાંતાઓને બદલે કુલિન કાંતની અછત હોય છે. એટલે કુલિન પતિને ત્યાં

પુત્રી પરણાવવાનો લ્હાવો લેવા જતાં પતિરાજને ત્યાં પુત્રીને સુખ ભોગવવાના અવસરો જવલ્લેજ આવે છે. કારણ ઘણી વેળા તો કુલિન પતિને એક કરતાં વધારે પત્નીઓ પણ હોય છે. એટલે બિચારી પત્નીને સ્વામીસુખમાં સદાય કાળ નિર્ગમન કરવો એ તો ગગન-કુસુમ સમાન છે. આ જ કારણથી યૌવનકાળમાં આવી ગએલી અને નવોઢા સુંદરી શ્યામા પિયરમાં હાલ દિવસો ગાળતી હતી. આ સ્ત્રીનો આપણને આગળ જતાં ખપ પડવાનો છે. માટે વાચકો શ્યામા-સુંદરીને યાદ રાખશે એવી અમે વિનંતિ કરીએ છિએ.

નવકુમાર પોતાની સાથે એક અજાણી સ્ત્રીને લઇને ઘેર લગ્ન કરીને આવ્યો તેથી તેનાં સગાંવ્હાલાંઓ રાજી થયાં કે દીલગીર એ તો અમે નથી કહી શકતા. ખરી રીતે તો તેને પોતાનાં સગાં વ્હાલાઓને આ સંબંધમાં સંતોષવામાં વધારે શ્રમ ઉઠાવવો પડયો નહિ. કારણ કે બધાંએ તેની ઘેર પાછા ફરવાની આશા છોડી દીધેલી હતી. તેની જોડેના મુસાફરોએ ઘેર આવીને એમ જણાવ્યું હતું કે નવકુમારને તો વાઘ ખાઇ ગયો છે! આ સત્યવાદી હરિશ્ચન્દ્રના સાક્ષાત્ અવતાર સમાન (!) દાંભિકોએ ઘેર આવીને કાંઇ કાંઇ ગપ્પાં ઉડાડયાં હતાં. એકે તો એમ પણ કહ્યું હતું કે મેં નવકુમારને મારી નજરોનજર વાઘને મ્હોંએ કોળીયો થતાં દૂરથી જોયો છે! બીજો તો વળી એમ પણ કહેવા લાગ્યો હતો કે બંગાળી વાઘની વાત શી કરવી ભાઈ! રહેજ આઠ હાથ લાંબો હતો એમ મને સ્પષ્ટ જણાયું હતું! આવી રીતે અનેક પ્રકારનાં ગપ્પાં તેના સાથીદાર મુસાફરો ઉડાડવા લાગ્યા હતા. જ્યારે આ વાત નવકુમારની ભોળી માતાના કાને પહોંચી ત્યારે તેણે જે કલ્પાંત કરી મૂક્યું હતું તેનું વર્ણન કરવું અમારી શક્તિની બહાર છે. ઘરના આધાર રૂપ, આજીવિકાનું એકનું એક સાધન, અને અતિશય દુઃખ વેઠીને લાડથી ઉછરેલો એકનો એક પુત્ર મરણ પામ્યો છે એ વિચારથી કયી વ્હાલસોયી વિધવા માતાના હૃદયને ધક્કો ન પહોંચે? નવકુમારની યથાવિધિ ઉત્તરક્રિયા પણ કરવામાં આવી હતી!

આવી રીતે બધાં જણાં જ્યારે નવકુમારને મરણ પામેલો માનતાં હતાં તે વખતે અચાનક નવકુમારને જીવતો જાગતો એક કુલિન બ્રાહ્મણ કન્યાને પત્ની તરિકે લઇને ઘેર પાછો ફરેલો જોયો ત્યારે તેની માતા અને સર્વ આશ્ચર્ય અને આનંદ પામ્યાં અને કપાલકુંડલા માટે બીજી કાંઇ પણ વાટાઘાટ કરી નહિ. નવકુમારની સાથેના યાત્રાળુઓનાં ડાચાં તો સુકાં સફરજન જેવાં થઇ ગયાં હતાં; એટલે તેઓ તો બોલી શકે એમ હતું જ નહિ. બીજા કોઇએ આ બાબતની જાસ્તી ભાંજગડમાં ઉતરવાનું યોગ્ય ધાર્યું નહિ. તેથી બધું કામ સમાધાનીથી પાર પડ્યું. નવકુમાર કપાલકુંડલાને પોતાની પત્ની તરિકે જાહેર રીતે સ્વિકારી આનંદથી ઘરમાં રહેવા લાગ્યો. **गृहन्तं गृहिणीहीनं कान्तारादतिरिच्यते ।** એ કોઈ કવિએ યથાર્થ જ કહ્યું છે. કંસારમાં ગમે તેટલું ઘી નાખો પણ જો અંદર ગોળ કે ખાંડ ન નાંખો તો તે તો નકામો જ. તે તો ખાવાના ઉપયોગમાં ન આવે. સજોડે રહેવાને માટે, ગૃહસ્થાશ્રમના અનેરા લ્હાવા લેવાને માટે સૃષ્ટિકર્તાએ આ દુનિયામાં નરમાદાનાં જોડાં પેદા કર્યાં છે. પશુપક્ષીઓમાં પણ નરમાદાનાં જોડાં સિવાય ભાગ્યે જ એકલવાયાં પશુપક્ષી નજરે પડશે. માનવસમાજનું પણ તેમ જ છે. વીસમી સદીના સુધરેલા જમાનામાં આવકમાં ઘટાડો અને ખર્ચમાં વધારો, એવા વિકટ સંજોગોને લીધે અને શ્વાનવૃત્તિ અનુસાર વિષ્ટા ચાખવાના ઉપાસકો કુમારી જીંદગીમાં મોજ માણીએ છિએ એમ ભલે બકે, પણ ગૃહસ્થાશ્રમનું સુખ તો કાંઇક અનેરૂં છે! તેની તુલના તો કશાની સાથે ન જ કરી શકાય. એક ઉર્દુ કવિએ કહ્યું છે કે,

" લોગ કહતા હય કે અહલે જર નહિ તો કુછ નહિ,
" જર હુવા પયદા તો સમજો, ઘર નહિ તો કુછ નહિ;
" મુજકો સબ હાંસીલ હય, લેકિન હય કમી એક બાતકી,
" જર ભી હય, ઓર ઘર ભી હય, દીલબર નહિ તો કુછ નહિ!"

ગૃહની શોભા ગૃહમંદિરની મહારાણી વડે જ છે. તે સિવાયના ગૃહ અને સ્મશાનમાં અધિક તફાવત હોય એમ અમને તો જણાતું નથી.

"સંસાર ઉપવનમાં ફરી, ભટકી પ્રતિદિન ફરી ફરી,
"સુખસુમન વીણી હાર કરી પહેરાવનારી સુંદરી;
"લલના કહો કે અપ્સરા, દેવી કહો કે સુંદરી,
"ગૃહરાજ્યનો ઝણકારમય શણગાર એક જ સુંદરી!"

ચંદુલાલ જી. પરીખ

તેમ માનવગૃહમંદિરના આભૂષણ રૂપ ગૃહિણી જેના ગૃહમાં નથી તે પુરૂષનો જન્મ નિરર્થક જ છે.

પ્રાચીન કાળમાં પોતાની પાછળ પિંડદાન દેવાને પુત્રની ખાસ જરૂર છે એવું લોકો દ્દઢ રીતે માનતા, અને પોતાનો વંશવેલો કાયમ રહે એવી દરેક જણ પ્રબળ ઇચ્છા ધરાવતા હતા. એટલું જ નહિ પણ તેની સાધનાને માટે તન, મન અને ધન પણ તેઓ અર્પણ કરવાને તૈયાર થતાં હતાં! આવા વખતમાં નવકુમારની માતા પોતાના પુત્રનાં પ્રથમ વખતનાં લગ્ન તુટી જવાથી કુલવધૂ વગરના ખાલી ભાસતા ઘરમાં નવીન, કુલિન અને સુંદર કુલવધુ આવે તેથી હર્ષ પામે એમાં કાંઈ જ નવાઈ નથી. કપાલકુંડલાનો નિર્દોષ, નિષ્કપટ અને ભોળો સ્વભાવ, મધુર વાણી, નમનતાઈ, સહનશીલતા, અને સર્વની સાથે હળીમળી જવાની ટેવથી તે નવકુમારના કુટુંબમાં દરેક જણને ઘણા થોડા જ સમયમાં અતિશય પ્રિય થઈ પડી. સર્વે જણા કપાલકુંડલાને અંતરથી ચહાવા લાગ્યાં, અને નવકુમારની માતાને તો અપાર સંતોષ પ્રાપ્ત થયો.

યુવાન અને તરતનાં પરણતાં વિદેશીય કજોડાના સંવનના સમયે તમે તેમને કદિ દીઠાં છે? અહીં જરીક તેવું નહોતું. જ્યાં સુધી નવકુમારે પોતાના ઘરમાં પગ નહોતો મૂક્યો ત્યાં સુધી રસ્તામાં તેણે કપાલકુંડલાને એક પણ સ્નેહનો શબ્દ કહ્યો નહોતો. તેમ પોતે કપાલકુંડલાને માટે અનહદ અનુરાગ ધરાવે છે એ દર્શાવે એવું એક પણ વર્તન તેનું નહોતું થયું. પણ હવે બધું કામ સંતોષકારક અને સમાધાનીથી પાર પડી ગયેલું હોવાથી નવકુમારના હૃદયમાં પ્રેમના અનેરા તરંગો ઉછળવા લાગ્યા.

દરિયામાં જેમ અમુક સમયની તદ્દન જ શાંતિ પછી પુષ્કળ ગાજવીજ અને વાવાઝોડાં સાથે પુષ્કળ વેગથી દરિયાનાં પાણી ઉછળીને મોજાં આવે છે તેમ નવકુમારના હૃદયમાં પ્રેમના તરંગો ઉઠવા લાગ્યાં. પહેલાં તેને વિશ્વ તરફ જે ઉદાસીનતા જણાતી હતી તેનો હવે સર્વથા લોપ થયેલો હતો. આખું જગત્ તેને સુખમય ભાસતું હતું. દુનિયામાં કોઇ દુઃખી હશે તેની તેને હાલ કલ્પના પણ નહોતી. આવતી. તેનું પહેલાં ગંભીર રહેતું મુખ હવે હસતું બન્યું હતું. તે દરેક કાર્યમાં ઉમંગ દર્શાવતો હતો. કપાલકુંડલાના સહવાસમાં કુટુંબની યોગ્ય મર્યાદા જાળવીને જેટલો સમય તે વીતાડી શકવાને શક્તિમાન થતો તેમાંની એક પળ પણ તે અન્ય સ્થળે ગૂમાવતો નહોતો.

અને કપાલકુંડલા ? આ સર્વ પરિસ્થિતિમાં નવકુમાર તરફ તેનો કેવો ભાવ હતો ? ચાલો આપણે તે હવે પછીના જ પ્રકરણમાં **જોઇ લઇએ.**

---

## પ્રકરણ ૧૫ મું

### કપાલકુંડલાનો ગૃહસંસાર !

**किय मित्मपास्याभरणानि यौवने घृतं त्वया वार्द्धक शोभि वल्कलम् ।**
**वद प्रदोषे स्फुटचन्द्र तारका विभावरी यद्दरुणाय कल्पते ॥**

" ગરિબાઇના ગુણ ગાઉં રે ! ગુણિયલ મનગમતી ગરિબાઇના ગુણ ગાઉં.
" ગરિબડી કંથા મારી, મને પ્રાણથી છે પ્યારી,
" સાદામાં સુખ સર્વ માનું રે...ગુણીયલ૦

"નવાં નવાં વસ્ત્રો મારે કશાં નથી કામનાં રે,
"જૂનું તે સોનું હું પ્રમાણું રે !...ગુણીયલ૦"

**ચંદુલાલ જી. પરિખ**

---



સમગ્રામ પ્રાચીન સમયમાં મહા સમૃદ્ધિશાળી નગર હતું. કાળનો એક નિયમ છે કે પ્રત્યેક પળે કાંઇને કાંઇ ફેરફાર તે "કરતો જ રહે છે. "ક્ષણે ક્ષણે આ જગમાં લગાર, થતો દીસે તેમ જ ફેરફાર" એ કવિ દલપતરામનાં વચનો સર્વાંશે સત્ય છે. ચોરાશી બંદરના વાવટા જે સ્થળે ઉડતા હતા, અને પોતાના ઐશ્વર્યના અંબારમાં જે ભલભલાં નગરને ઝાંખું પાડતું હતું, મુસલમીન યાત્રાળુઓને મક્કા આદિ પવિત્ર સ્થળોએ લઈ જવાનું જે મુખ્ય ધામ હતું તે સુરત બંદરની અત્યારે કાળબળના પ્રભાવે કરીને કેવી સ્થિતિ છે ! તેની પ્રાચીન જાહોજલાલી હાલ કયાં છે ? સોનાની મુરત સમાન સુરતની અત્યારે તો રોતી સુરત જણાય છે. કોણે જાણ્યું હતું કે ઇન્ગ્લાન્ડના વિલાસપ્રિય અને વ્યભિચારી શહેનશાહ ચાર્લ્સ બીજાએ માત્ર સો રૂપીયામાં પોતાને પહેરામણીમાં મળેલા જે મુંબઈના ટાપુઓ ઇસ્ટ ઇન્ડીયા કંપનીને વેચી દીધા હતા તે સ્થળ એવું બનશે કે જે વિદ્યા, વ્યાપારવણજ, અને હુન્નરકળામાં પ્રથમ પંક્તિએ આવશે અને હિંદદેવીના હૃદય સમાન થઈ પડશે ! કાળની ગતિ જ ન્યારી છે. ઇતિહાસમાં મુલ્કમશહૂર થઇ ગયેલાં ઍસીરીયા, સીરીયા, લીડીયા, મીડીયા, બૅબીલોન વગેરે પ્રાચીન રાજ્યો અત્યારે કયાં છે ? પોમ્પીઆઈના પ્રલયકાળની કથા કયો ઇતિહાસરસિક પુરૂષ નથી જાણતો ? ખરેખર, સંસારમાં સમયની સત્તાની બલિહારી છે. એટલા જ માટે કવિયો કહે છે કે **कालाय तस्मै नमः ।** અસ્તુ.

આવા જ પ્રકારે એક વેળા સમગ્રામ દેશપરદેશના વેપારના સ્થાન તરિકે પ્રસિદ્ધ હતું. એક વખત એવો હતો કે જ્યારે આફ્રિકા,

અને યુરોપખંડના રોમ દેશના વેપારીઓ વેપાર અર્થે આ મહાનગરીમાં આવતા હતા. આહા ! તે વેળાએ હિંદની કારીગીરીની સર્વત્ર કેવી પ્રશંસા થતી હતી ! વિલાયતી વિલાસમાં મોહી પડેલા, અને બેલ્જીયમની નાજુક લેસ કે માન્ચેસ્ટરનાં ઝીણાં બારિક ધોતીયાંઓ પહેરીને મોજ માણનારા અમારા અત્યારના વિલાસપ્રિય મહાપુરૂષોને ભાગ્યે જ ખ્યાલ હશે કે હિંદીઓ જેવું બારીક કાપડ વણી શકતા હતા તેવું વિશ્વમાં ક્યાંય પણ નહોતું બનતું. ઢાકાની મલમલની કોણ અત્યારે તુલના કરી શકે તેમ છે ? પાટણનાં પટોળાં, અને બનારસી સાડીના કસ્બી ભરતકામ જેવું ભરતકામ અત્યારે કયો દેશ બનાવી શકે એમ છે ? પરદેશી માલ વેચી પોતાનાં ઘર ભરનાર સ્વાર્થી અને પ્રપંચી વ્યાપારીઓ ચીનાઇ, જાપાનીસ કે વિલાયતી નાજુક માલ પોતાના ગ્રાહકોને ખરીદવાને માટે નગારાં વગડાવે છે, તેઓને ક્યાંથી ખબર હોય કે દેશની કારિગીરીનું અત્યારે કેવું ભયાનક સત્યાનાશ વળ્યું છે ! ચાર છ વાર પહેર્યાથી ચુંથાઇ જઇ, રદ્દી બનતી બસો ત્રણસો રૂપિયાની રેશમી સાડીઓ કરતાં બનારસી ભરગચ્છીના તેટલી જ કિમ્મતના સાળુ વંશપરંપરા પહેરવા ઓઢવા છતાંય આ વીસમી સદીના આગળ વધેલા જમાનામાં વેચવા જાય તો ખરીદેલી કિમ્મત કરતાં સવાગણી કિમ્મત ઉપજી શકે એ વાત સુજ્ઞ વાંચકો ક્યાં નથી જાણતા ? વિલાયતી વિલાસ અને ફેશનની ફીશીયારીમાં ફસી પડેલી સ્ત્રીઓ પોતાના નાજુક બદન ઉપર ઓઢવાનાં કિમ્મતી ફર્સ ખરીદે છે અને તે પાછળથી નકામાં પડે છે. તેને સ્થાને તેટલી જ કિમ્મતની કાશ્મીરી શાલ જો લીધી હોય તો તે કેટલો વખત ટકે અને વેચે ત્યારે કેટલા પૈસા ઉપજે ? અફસોસની વાત છે કે હિન્દમાં ઉનની મીલો ઘણી નીકળી તો પણ ઉનનું કાપડ સસ્તું થવાને બદલે મોંઘું જ થતું જાય છે.

સપ્તગ્રામ પણ એક વખત સારી સ્થિતિ ભોગવતું હતું. પણ બંગીય અગીયારમી શતાબ્દીમાં સપ્તગ્રામની પ્રાચીન સમૃદ્ધિમાં ધીમે ધીમે વિક્ષેપ થવા લાગ્યો, અને સપ્તગ્રામની મહત્તા ઘટી જવા લાગી.

આમ થવાનું કારણ એ હતું કે સપ્તગ્રામમાં જે નદી પુષ્કળ પાણી અને વેગ સાથે વહેતી હતી તે નદીનું પાણી ધીમે ધીમે ઓછું થઈ તેનો પ્રવાહ નબળો પડવા લાગ્યો હતો. આથી મોટાં વહાણો ત્યાં આવી શકતાં નહોતાં, અને તેથી ધીમેધીમે આ બંદરનો વેપાર નષ્ટ થતો ચાલ્યો. આપણા ઇલાકા પૈકી પ્રાચીનકાળમાં ખંભાત અને ઘોઘાનાં સમૃદ્ધિશાળી બંદરોની અત્યારે શોચનીય દશા જણાય છે તેનાં જે કારણો છે તે જ કારણોને લીધે સપ્તગ્રામના વાણિજ્યનો નાશ થતો હતો. એટલા જ ઉપરથી અમારા વાચકો સપ્તગ્રામની દુર્દશાનું કારણ કલ્પી લેશે. વાણિજ્યગૌરવવાળી નગરીનું વાણિજ્ય નષ્ટ થવાથી તેના તમામ ગૌરવનો નાશ થાય છે. એ જ નિયમને આધારે સપ્તગ્રામનું તમામ ગૌરવ ચાલ્યું ગયું. તે અરસામાં હુગલી નદી ઉપર એક નવું બંદર તથા કિલ્લો બાંધીને પોર્ટુગીઝ વેપારીઓ ત્યાં પુષ્કળ વેપાર ખેડવા લાગ્યા, અને પરિણામે સપ્તગ્રામની ધનલક્ષ્મી ત્યાં ખેંચાઈ જવા લાગી. આવી રીતે આપણે જે સમયની વાત કરીએ છિએ તે વેળા સપ્તગ્રામનો પોતાના સમૃદ્ધિવિનાશનો સમય હતો.

સપ્તગ્રામના એક વિશાળ પણ વસ્તિવાડીથી ઉજ્જડ જેવા બની ગયેલા મહોલ્લાના છેડા ઉપરના એક મકાનમાં નવકુમાર રહેતો હતો. વ્યાપાર અર્થે તથા સપ્તગ્રામની નષ્ટ થતી જતી સમૃદ્ધિને લીધે હવે ત્યાં વસ્તિમાં પુષ્કળ ઘટાડો થઇ ગયો હતો. નવકુમારના મકાનની પાછળની બાજુએ બીજી શેરી કે મહોલ્લો નહોતો, પણ ગામના એક છેડાના ભાગ ઉપર તેનું ઘર આવેલું હોવાથી તે મકાનની પાછળના ભાગમાં એક ગાઢ જંગલ હતું. ઘરની સામી બાજુએ લગભગ અર્ધા કોસ ઉપર વરસાદના દિવસોમાં વહેતી એક નાનકડી નદી હતી. તે નદી, અર્થાત્ નાનો વહેળો એક મેદાનને ઓળંગીને નવકુમારના ઘરની પાછળની બાજુમાં આવેલા જંગલમાં થઇને વહેતો હતો. નવકુમારનું મકાન બે માળનું હતું; પણ તે ઘણું ઉંચું નહોતું. અત્યારે તો એક માળવાળું મકાન પણ નવકુમારના બે માળવાળા મકાનની હરિફાઇ કરી શકે એમ હતું.

આ ઘરની અટારી ઉપર બે યુવાન સ્ત્રીઓને આપણે ચારે બાજુએ નજર નાખતી અત્યારે જોઇએ છીએ. સંધ્યાકાળનો સમય હતો, અને ચારે બાજુનો કુદરતી દેખાવ આંખને આનંદ આપે તેવો હતો. નજીકમાં જ ગાઢ જંગલ હતું, અને તેમાં પક્ષીઓ પોતાના માળામાં પાછા ફરતાં ફરતાં કલ્લોલ કરી રહ્યાં હતાં, અને તેમની ચીંચીયારીઓથી કર્ણને આનંદ ઉપજાવી રહેલાં હતાં. એક બાજુ નાનકડો વહેળો થોડાથોડા પાણી સાથે એક પ્રકારનો ધીમો પણ મધુર નાદ કરતો વહેતો હતો. થોડેક દૂર બીજી બાજુએ ગંગા નદી સપ્ત-ગ્રામના કિનારે અડકતી અનેક નાનીનાની નૌકાઓને પોતાના વક્ષઃ-સ્થળ ઉપર લઇને વહી જતી હતી. દૂરથી પવનથી ફુલેલા તેના સફેત સઢ આંખને અપૂર્વ આનંદ આપતા હતા.

આ સર્વ સૃષ્ટિસૌંદર્યની સાથે નવકુમારના ઘરના છજામાં ઉભેલી સૃષ્ટિકર્તાની નવરાશની વેળાએ ઘડાયલી બે પરમરૂપવતી નવયૌવનાઓ પણ સપ્તગ્રામના સૌંદર્યમાં વધારો કરતી હતી. આ બેમાંની એક નવયૌવનાનું મુખ ચંદ્રની જ્યોતિ સરખું કાંતીવાન અને ઉજ્જવલ હતું. જેમ ગાઢ વાદળાંઓમાં ક્વચિત ક્વચિત ચંદ્ર છૂપાઈ જઈ અનુપમ શોભા આપે છે તેમ તે નવયૌવનાના કાળા ભમર જેવા ખૂલ્લા કેશરાશિમાં તેનું છૂપાયલું મુખડું અત્યારે દિવ્ય શોભા ધારણ કરી રહેલું હતું. તેણીની નાની કોમળ હાથની આંગળીઓ પ્રથમ વર્ણવેલી સુંદરીના શરીર સાથે અડપલાં કરી રહી હતી. બન્ને વચ્ચે અપાર સ્નેહ જામેલો હતો. આ બન્ને સુંદરીઓને વાચકો ઓળખી ચુક્યા હશે. ન ઓળખી ચુક્યા હોય તો અમે જણાવીશું કે એમાંની ચંદ્ર સમાન મનોહર કાંતિમતી લલના તે વાચકોની પૂર્વપરિચિત કપાલ-કુંડલા છે, અને બીજી તેની નણંદ શ્યામાસુંદરી છે.

શ્યામાસુંદરીએ કપાલકુંડલાનું નામ બદલીને મૃણમયી નામ રાખ્યું હતું. તે કોઇ વાર કપાલકુંડલાને બ્હેન, તો કોઈવાર 'નવી વહુ' તો કોઇ વેળા 'મૃણા' કહીને બોલાવતી હતી.

અત્યારે કપાલકુંડલાના વિશાળ કેશરાશિને પોતાના હાથમાં લઇને શ્યામાસુંદરી તેણીને કહેતી હતી:– " ભાભીજી ! હવે પણ વેણી નહિ ગુંથો ? "

કપાલકુંડલા—મૃણ્મયીએ જવાબ ન દીધો. માત્ર હસીને પોતાના વાળ તેણીના હાથમાંથી છોડાવી લીધા. શ્યામા હસીને મૃણ્મયીને એક ધીમી થપ્પડ મારીને બોલી: " જા, જા, મૃણા ! હવે કાંઈક તો માન, અલી ! એક વેળા તો મારા મનની ઉમંગ પુરી પાડ ! ગૃહસ્થની વહુ વાળ બાંધ્યા વિના ફરતી હશે કે ? તું તો હવે ગૃહસ્થાશ્રમ ધર્મમાં આવી. હવે ક્યાં સુધી આવો વનવાસિની જેવો પહેરવેશ રાખીશ ? "

કપાલકુંડલા:—" જ્યાંસુધી તમારા ભાઈ મને વનમાં નહોતા મળ્યા ત્યાંસુધી તો હું યથાર્થ રીતે યોગિની જ હતી. "

શ્યામા:—" પણ હવે તો તું સંન્યાસિની મટીને સંસારી બની છું. "

કપાલકુંડલા:—" તેમાં શું થયું ? હું વેણી શા માટે ગુંથું ?"

શ્યામા:—" વેણી ગુંથવાથી આપણે સારાં દેખાઇએ. આપણા સ્વામી પ્રસન્ન થાય. "

કપાલકુંડલા:—" સ્વામી પ્રસન્ન ન થાય તો શું થાય ?"

શ્યામા:—" ભોળી રે ભોળી ! બધું ધીમેધીમે સમજાશે. "

કપાલકુંડલા:—" ત્યારે અત્યારે સમજાવોને. "

શ્યામા:—"મારાથી ન સમજાવાય. "

કપાલકુંડલા:—"ત્યારે કોણ સમજાવશે ?"

શ્યામા હસીને કપાલકુંડલાને બાઝી પડી અને તેના કાનમાં 'તારો વર !' એટલું કહીને હસતી હસતી દોડી ગઇ. કપાલકુંડલા વિચારમાં પડી કે હું શું નથી સમજતી કે મને 'મારા વર ' સમજાવે ?

વનમાં ઉછરેલી, સંસારવ્યવહારના રિતરિવાજથી અજાણી કપાલકુંડલાના ગૃહસંસારની આવી સ્થીતિ હતી. નવકુમારને જેટલી લાગણી કપાલકુંડલાને માટે હતી તેટલી કપાલકુંડલાને

નવકુમારને માટે હતી કે નહિ તે તો અમે નથી કહી શકતા. પણ એટલું તો ખરૂં કે હજુ કપાલકુંડલા સ્ત્રીઓ જે અનહદ પ્રેમથી પોતાના પતિને ચ્હાય છે તેવી રીતે નહોતી ચ્હાતી. નવકુમાર વગર તેને ચેન નહોતું પડતું; નવકુમાર આવતો ત્યારે તેને આનંદ થતો; નવકુમાર જ્યારે તેને પોતાના ભુજયુગલમાં લપેટી કપાલકુંડલાના મનોહર કપોલપ્રદેશને ચુંબનવૃષ્ટિથી ભીંજવતો ત્યારે કપાલકુંડલાને આનંદ પડતો એ વાત ખરી, પણ નવોઢા સુંદરીમાં જે ચાંચલ્યતા, જે ચપળતા, જે ઉમંગ, જે ઉત્સાહ, અને જે ઉત્કંઠા જોવામાં આવે છે, તેનો અત્રે અભાવ હતો. નવકુમાર આ વસ્તુસ્થિતિ સમજતો હતો. તેથી ભોળી કપાલકુંડલાની તરફ તે કાંઈક વિશેષ અજબ રીતે આકર્ષાતો હતો.

પ્રિય વાંચનાર ! આવી રીતે અત્યારે તો તમારી આગળ કપાલકુંડલા અને તેના પતિનું સુખમય ચરિત્ર અમે રજુ કર્યું છે. આ સુખમય અને મધુરા દૃસ્ય સાથે જ અમ આ પ્રકરણની પૂર્ણાહુતિ કરીએ છિએ, અને વાર્તાનો આ પ્રથમ ખંડ પણ અમે અત્રે જ પૂર્ણ કરીએ છિએ.

કાપાલિકનું શું થયું ? મોતીબીબી નવકુમાર પોતાનો પતિ છે એમ પોતાની દાસીને ઓળખાવીને ચાલી ગઇ તેનું શું થયું ? કપાલકુંડલાનો આ સુખી ગૃહસંસાર કાયમ રહ્યો કે કેમ ? માતાજીનાં ચરણકમળમાં પધરાવેલું બિલ્વપત્ર પડી જવાથી જે અમંગળ આશંકાઓ ઉત્પન્ન થઇ હતી તે ખરી પડી કે કેમ ? આ બધું આપણને જાણવાનું રહી જાય છે. તે જાણવાને માટે વાચકને આ સાથેનો " વ્હેમ " એ નામનો દ્વિતીય ખંડ વાંચવાનો આગ્રહ કરી અમે હાલ તો કપાલકુંડલાને તેના સ્વામીના ગૃહમાં સર્વની પ્રિયપાત્ર બનેલી છોડીને જઇએ છિએ. અસ્તુ !

**પ્રથમ ખંડ સંપૂર્ણ.**

## પ્રકરણ ૧ લું

---

### લુબ્ધ્કુજિસા

---

काममाश्रित्य दुष्पूरं दंभमानमदान्विता।
मोहाद्गृहीत्वाऽसद्ग्राहा न्प्रवर्ततेऽशुचिव्रताः॥
आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थ संचयान्॥

—श्रीमद्भगवद्गीता।

---

" Surrendered to desires insatiable,
Full of deceitfulness, folly and pride;
In blindness cleaving to their errors caught,
Into the sinful course, they trust this lie;
As it were true:—"

---

In nooses of a hundred idle hopes,
Slaves to their passion and their wrath, thry buy;
Wealth with base deeds, to glut hot appetites.

---




રે નવકુમાર પોતાની નૂતન વધુ કપાલકુંડલાને લઇને ધર્મશાળામાંથી પોતાને ઘેર જવાને નીકળ્યો હતો તે વખતે મોતીબીબી વર્ધમાન જીલ્લાની તરફ જવાને માટે નીકળી હતી. મોતીબીબી વર્ધમાન જઇ પહોંચે એ અગાઉ આપણે તે ત્યાં શા કામને માટે જતી હતી તથા તે કોણ હતી તે જોઇ લઇશું. મોતીબીબીનું જીવનચરિત્ર અત્યંત કલુષિત્ અને દુષ્ટ દુર્ગુણોથી ભરેલું હતું. પરંતુ તેની સાથે કેટલાક અનુપમ ગુણનો પણ

તેણીના હૃદયમાં વાસો હતો. અર્થાત્ સારા અને નરસાપણાનો એક વિલક્ષણ સંયોગ આપણે મોતીબીબીમાં જોઇ શકીએ છિએ. વસ્તુ-સ્થિતિ આ પ્રમાણેની હોવાથી, અને આપણી વાર્તામાં આગળ ઉપર આપણને આ વ્યક્તિનું ઘણું કામ પડે તેમ હોવાથી તેના વિલક્ષણ જીવનચારિત્ર્યનો કેટલોક અગત્યનો ભાગ અમે અત્રે આપીશું તો અમારા વિવેકી વાંચનારાઓ તેથી અસંતુષ્ટ નહિ જ થાય એવી અમારી ખાત્રી છે; અસ્તુ.

મોતીબીબી તે નવકુમારની પ્રથમ વખતની પત્ની પદ્માવતી હતી એ વાચકો સમજી શકયા હશે. તે સંબંધી કેટલીક હકીકત અમે આગળ ઉપર આપી છે અને બાકીની હકીકત અત્રે જણાવીશું.

જ્યારે પદ્માવતીના પિતાએ મહમ્મદીય ધર્મનો અંગીકાર કર્યો તે વખતે પદ્માવતીનું હિન્દુ નામ બદલીને તેણીનું મુસલમાની નામ લુત્ફુન્નિસા રાખવામાં આવ્યું હતું. તે વખતે તેણીનું નામ મોતીબીબી નહોતું. મોતીબીબી નામ તો તેણી કોઇ કોઇ વેળાએ છૂપા વેશે દેશ પરદેશમાં ફરતી ત્યારે ધારણ કરતી હતી. તેના પિતા પહેલાં તો ઢાકામાં આવીને સરકારી નોકરીમાં જોડાઈ ગયા હતા. પણ ત્યાં તેમને પોતાના અનેક જાતભાઇઓનો સમાગમ થતો હતો. આથી ત્યાંના સુબાની પાસે લાગવગ ચલાવીને તેણીના પિતાએ પોતાની બદલી આગ્રા કરાવી લીધી હતી અને આવી રીતે તેઓ સપરિવાર આગ્રા ચાલ્યાં ગયાં હતાં.

**गुणाः पूजास्थानम् गुणीषु न च लिंगं न च वयः ।**

એ સુત્રાનુસાર શહેનશાહ અકબર સરખા કદરદાન સમ્રાટના રાજ્યમાં કોઈની પણ કદર થયા સિવાય રહેતી નહિ. પદ્માવતીના પિતાને થોડાક જ વખતમાં મોગલ સલ્તનતમાં ઉચ્ચ અધિકાર પ્રાપ્ત થયો, અને આગ્રાના પ્રતિષ્ઠિત અમીરોમાં તેની ગણના થવા લાગી.

આ બાજુએ પદ્માવતી ઉર્ફે લુત્ફુન્નિસા ધીમે ધીમે યોગ્ય વય-માં આવવા લાગી. આગ્રામાં તેણીએ ફારસી, સંસ્કૃત વગેરે ભાષા-

ઓનો સારો અભ્યાસ કર્યો હતો, તેમજ નૃત્ય, ગીત, વગેરે કળાઓમાં પણ તેણે સારી પ્રવીણતા પ્રાપ્ત કરી હતી. લુત્ફુન્નિસાના અપાર સૌંદર્ય અને તે સાથે તેણીએ પ્રાપ્ત કરેલી સ્ત્રીના આભૂષણરૂપ વિદ્યાઓના પ્રતાપથી આગ્રાની પરમરૂપવતી રમણીઓમાં તેણીની ગણના થવા લગી. કમનસીબે તેણીને જુદી જુદી જાતની કળાઓ શીખવાડવામાં આવી હતી, પણ ધર્મ સંબંધીનું કાંઇ પણ જ્ઞાન તેણીને આપવામાં આવેલું નહોતું. અર્થાત્ તેણી ધર્મશાસ્ત્ર વગેરેમાં સર્વથા અજ્ઞાન હતી; એટલું જ નહિ પણ નીતિ અને અનીતિ વચ્ચે અધિક તફાવત છે એમ તેણીને સ્વપ્ને પણ લાગતું નહિ. લુત્ફુન્નિસાને કેવું શિક્ષણ મળ્યું હતું તેનો આબેહુબ ખ્યાલ વીસમી સદીના હાલના વિલાસી પણ વિષમય વાતાવરણમાં ઉછરેલી અને વિલાસમગ્ન રહેનારી વનિતાઓને મળતા શિક્ષણ ઉપરથી આવી શકશે. સ્ત્રીના દિવ્ય અને પરમ પવિત્ર આભૂષણરૂપ શિયળને સાચવવાનો કેવો અજબ મહિમા છે, અને તે પરમપવિત્ર સદ્ગુણના માર્ગમાંથી વિચલિત થનાર મહિલાની કેવી અધોગતિ થાય છે, તે સંબંધી જ્ઞાન હાલ પાશ્ચાત્ય સંસર્ગને લીધે જેમ આપણી આધુનિક રમણીઓની અંદર ઘણુંજ અલ્પ પ્રમાણમાં જોવામાં આવે છે; તે જ મુજબ અઇયાશી અને વિલાસી મોગલ રાજ્યમાં ઉછરેલી લુત્ફુન્નિસામાં પણ જોવામાં આવતું હતું. યૌવનકાળને જ્યારે લુત્ફુન્નિસા પ્રાપ્ત થઇ, વિકારને ઉત્તેજન આપે એવી સર્વ પ્રકારની વિલાસી સામગ્રીઓ સાથે આહારવિહાર પણ તેવા જ પ્રકારના લુત્ફુન્નિસાને પ્રાપ્ત થવા લાગ્યા ત્યારે લુત્ફુન્નિસા ઉન્મત્ત બની, તેનું મન ચકડોળે ચડ્યું, અને તેણીને ધ્યાનથી જોનારને એમ લાગ્યા વગર રહે એમ નહોતું કે તેના મનની ગતિ દુર્દમ વેગવતી હતી. ઈન્દ્રિયદમનની તેણીનામાં સ્હેજ પણ શક્તિ નહોતી; અથવા હોય તો તેમ કરવાની કિંચિન્માત્ર પણ તેણીને ઇચ્છા નહોતી. સત્ અને અસત્માં તેણીની સમાન પ્રવૃત્તિ હતી. આ કામ કરવું યોગ્ય છે અને આ કામ કરવું અયોગ્ય

છે તેનો વિચાર કરવાની તે સ્હેજ પણ તસ્દી લેતી નહિ. જે કામ તેને સારૂં લાગતું તે તે કરતી. જ્યારે સત્કર્મ કરવાથી અંતઃકરણમાં આનંદ થતો ત્યારે તે સત્કર્મ કરતી. જ્યારે અસત્ કર્મ કરવામાં આનંદ મળતો ત્યારે તે તેમ કરતી. ટુંકાણમાં અમે એટલુંજ કહીશું તો બસ થશે કે યૌવનકાળની મનોવૃત્તિની દુર્દમનીય અવસ્થા થવાથી જે સર્વ ભયાનક દોષોનો કર્ત્તા મનુષ્ય થાય છે તે સર્વ દોષોએ લુત્ફુન્નિસામાં પૂર્ણપણે વાસ કર્યો હતો. તેણીનો પહેલાંનો પતિ હયાત હતો એટલે આગ્રાનો કોઇપણ અમીર તેણીની સાથે લગ્ન કરવાને તો તૈયાર નહોતો. લુત્ફુન્નિસાની પણ વિવાહ કરવાની ઇચ્છા નહોતી. તેણીને તેમ કરવાની શી જરૂર હતી ? મનગમતા કુસુમનો આસ્વાદ લેવાનું મળે ત્યાં એકજ કુસુમનો આસ્વાદ લઈ પડી રહેવાની આપેક્ષા કોને થાય ? લુત્ફુન્નિસાને પોતાનાં યૌવન, સ્વરૂપ, અને હુન્નરકળાના જ્ઞાન વગેરેના પ્રતાપથી મનમાન્યા ભોગી ભ્રમરો મળતા હતા. તો પછી તે શું કરવાને એકની પત્ની થઈને રહે ?

અફસોસ ! એકવાર અનીતિના પાપમય પંકમાં ધકેલાયા પછી તેનું પરિણામ અંદર વધારે ને વધારે ઊંડા જવામાંજ આવે છે. પહેલાં લુત્ફુન્નિસાનું નિર્લજ્જ વર્તન છૂપાછૂપ થતું હતું; અને તેથી એ વિષે ઝાઝો ઉહાપોહ મોગલ નગરીમાં થતો નહોતો. પણ ધીમે ધીમે લજ્જાનો બારિક પડદો પણ દૂર થઇ ગયો, અને લુત્ફુન્નિસાનું વર્તન એટલી અધોગતિએ પહોંચ્યું કે તેણીનો પિતા હવે વધારે વખત તેણીને પોતાના ઘરમાં રાખી શક્યો નહિ. તેણે પોતાની પુત્રીનો ત્યાગ કર્યો !

રોગીને મનમાન્યું ભોજન વૈદ આપવા કહે, ભૂખ્યાને ભોજન મળે અને વાંઢાને સ્વરૂપવતી પત્ની મળે, એથી તેમને જેટલો આનંદ થાય તેટલો આનંદ લુત્ફુન્નિસાને થવા માંડયો. યૌવનકાળના 'ગદ્ધા-પચીસી ' ના સમયમાં મનુષ્યને સારાસારનું ક્યાં ભાન હોય છે ? તદનુસાર લુત્ફુન્નિસાને પિતૃગૃહમાંથી હાંકી મૂકવામાં આવી ત્યારે તે ઊલટી વિશેષ રાજી થઇ અને એક સારૂં મકાન લઇને ત્યાં રહેવા લાગી.

લુત્ફુન્નિસાના યૌવનવનમાં વિહાર કરનારા આગ્રાના શોખીન રહેલાણીઓમાં એક અનુપમ રત્ન પણ હતું, અને તે શહેનશાહ અકબરનો પરમપ્રિય પાટવીકુમાર સલીમ હતો. એક આબરૂદાર અમીરની પુત્રીની સાથે દુષ્ટ વર્તન કરી તે અમીરના કુળમાં કલંક લગાડી લુત્ફુન્નિસાને પોતાના મહેલમાં રાખીને પોતાના અપક્ષપાતી પિતાનો ક્રોધ વિનાકારણ વહોરી લેતાં જુવાન શાહજાદો ગભરાયો હતો. પણ હવે તેને સુયોગ્ય અવસર મળી ગયો. હવે તેણે લુત્ફુન્નિસાને માટે પોતાના મહેલમાં આવવાજવાની અને રહેવાની ગોઠવણ કરી નાંખી: રજપુત સૈન્યનો સરદાર અને મુસલમાનોનું દાસત્વ સ્વિકારનાર મહારાજા માનસિંહની બ્હેન તે યુવરાજ સલીમની પટરાણી હતી. સલીમે લુત્ફુન્નિસાને તે પટરાણીની મુખ્ય સહચરી તરીકે દાખલ કરી દીધી. આ પ્રમાણે વિલાસપ્રિય લુત્ફુન્નિસા જાહેર રીતે યુવરાજ સલીમની પટરાણીની સહચરી, અને ખાનગી રીતે પટરાણીના શાસ્ત્ર અને રૂઢી અનુસાર તેણીને મળેલા પરમ પવિત્ર હક્કોમાં ભાગ પડાવનાર શોક્ય ( ! ) બની. સલીમ આ નવયૌવના ઉપર હવે તો અતિશય મુગ્ધ બની ગયો !

લુત્ફુન્નિસા સરખી ચાલાક, કાર્યદક્ષ અને સ્વરૂપવતી સુંદરીને રાજકુમારના હૃદય ઉપર પૂર્ણ અધિકાર મેળવતાં વાર નહિ લાગે એવી સર્વની ખાત્રિ થઇ ગઇ, અને ધીમે ધીમે લુત્ફુન્નિસામાં સલીમનો જે અનહદ અનુરાગ વધતો જતો હતો તે ઉપરથી સ્પષ્ટ જણાતું હતું કે તે વખત જતાં તે પટરાણીનું પદ પ્રાપ્ત કરવાને પણ ભાગ્યશાળી થશે. આ આશારૂપી સ્વપ્નમાં લુત્ફુન્નિસા પોતાનું જીવન ગાળી રહી હતી. એટલામાંજ નિંદ્રાનો ભંગ થયો, અને સ્વપ્ન ઉડી ગયું. યુવાન શાહજાદાની નજરે એક નવું ખુબસુરત પંખીડું નજરે પડયું. શહેનશાહ અકબરનો ખજાનચી એતિમાદઉદ્દૌલા ખ્વાજા અબ્બાસની કન્યા મહિર–ઉન્–નિસા યવનકુળમાં પ્રધાન સુંદરી હતી. એક વખતે કોષાધ્યક્ષે રાજકુમાર સલીમ અને બીજા રાજધાનીના સુપ્રસિદ્ધ

અમીર ઉમરાવોને પોતાને ત્યાં એક જ્યાફતમાં આમંત્ર્યા હતા. તે પ્રસંગે અચાનક શાહજાદા સલીમની નજર મહિર–ઉન્–નિસા ઉપર પડી. મહિર–ઉન્–નિસા અથવા ઈતિહાસમાં પ્રસિદ્ધ થયેલી નુર ઇ–જેહાન ( નુરજહાં ) કેવી સ્વરૂપવતી હતી તેનું વર્ણન કરવાની કશી જ જરૂર નથી; કારણ અમારા વાચકોને તે વાત સારી રીતે માલમ છે. એટલું જ કહેવું બસ થશે કે પૌર્વાત્ય પ્રદેશની જ નહિ પણ જગતની થઇ ગયેલી અનેક રૂપવતી રમણીઓમાં નુરજહાનની ગણત્રિ થાય છે; અને દરેક ઈતિહાસકાર મુક્ત કંઠે આ સુંદરીના સૌંદર્યનું વર્ણન કરે છે. જ્યાં આવી સ્થિતિ છે ત્યાં અમારે શું કહેવાનું હોય?

આ ભુવનમોહિની લલનાના અપાર રૂપરાશિ ઉપર તરુણ શાહજાદો મુગ્ધ બની ગયો. અર્થાત્ અમે એમ કહીશું કે તે પોતાને મહેલે પાછો આવ્યો પરંતુ પોતાનું હૃદય તો એ રૂપવતી રમણીને જ સોંપી આવ્યો હતો તો તેમાં કાંઇ અતિશયોક્તિ તો નથી જ.

મહિર ઉન્–નિસા અને સલીમના પ્રેમપ્રસંગનું શું પરિણામ આવ્યું એ ઇતિહાસ પ્રસિદ્ધ બીના છે, અને તેથી તેની લંબાણ હકીકતની અત્રે જરૂર ન હોવાથી આપણે તે ટુંકાણમાં જ જોઈ જઇશું.

---

## પ્રકરણ ૨ જું

---

### જગજ્યોતિ નુરજહાન

---

" હમ તાકીદ દાવમેં બાતિલ નહિ હોતે;
" સીનેમેં કીસી શખ્સ કે દો દિલ નહિ હોતે."

---

ઓહો મોહ જ મોહનું જગત્ આ તેમાં હશે પ્રેમ ક્યાં ?
આંહી બીજ વવાય છે વિષયને સૌ સ્થાનમાં મોહનાં;

કાંટાળાં તરૂ તે ઉગી હૃદય કૈં ભોળાં બિચારાં ચીરે,
ક્યાંઇ છે રૂધિરે ભર્યાં ઉઝરડા, ત્યાંથી વણો ગાઢ છે.

કલાપી.



જે વખતે શાહજાદો સલીમ મહિર–ઉન્–નિસાના રૂપ-રાશિ ઉપર મુગ્ધ બની ગયો હતો તે વખતે તે સુંદરીનો વિવાહસંબંધ શેર અફ્ઘાનખાં નામના એક પરમ પ્રભાવશાળી અમીરની સાથે થઇ ચૂકેલો હતો. આ સુંદરીના અનુરાગમાં અંધ બનીને શાહજાદો પોતાના પિતાની પાસે ગયો અને શેર અફ્ઘાન સાથેનો સંબંધ તોડી નાખીને તે કન્યા પોતાને પરણાવવાની પ્રાર્થના કરી; પણ આ વાતમાં ન્યાયી પિતાની પાસેથી તેને કેવળ અપમાનસિવાય બીજું કાંઇજ મળ્યું નહિ. લાચાર બનીને શાહજાદો તે વખતે તો શાંત રહ્યો. અકબર સમજ્યો કે વખત જતાં શાહજાદો આ યવનસુંદરીની વાત વિસરી જશે. પણ તેમ ન બન્યું. એ તો એક સાધારણ નિયમ છે કે આપણને જે ચીજની અછત હોય એ જ ચીજ ઉપર આપણને બમણો અનુરાગ હોય છે. તે મુજબ આ સ્થળે પણ બન્યું. સલીમનો તે પરસ્ત્રી ઉપરનો મોહ કોઇ પણ પ્રકારે ઓછો ન થયો. આ બાજુએ સલીમ આ તરૂણ યવનકન્યાના મોહપાશમાંથી છુટો થાય એ શુભ ઉદ્દેશથી શહેનશાહ અકબરે મહિર–ઉન્–નિસાનું લગ્ન શેર અફ્ઘાન સાથે કરી નાંખ્યું. આ ધારણા પણ ફળીભુત ન થઈ, અને સલીમના હૃદયપટમાં કોતરાઇ ગયેલી મનોહર મહિર–ઉન્–નિસાની મૂર્તિ કોઈ પણ રીતે ભુસાઈ ન ગઈ. ચતુર લુત્ફુન્નિસા સમજી ગઇ કે શાહજાદા સલીમની આસક્તિ જોતાં શહેનશાહ અકબરના મરણ પછી શેર અફ્ઘાન આ વિશ્વમાં પોતાનું જીવન ગાળી શકે તે અશક્ય હતું. તેની ખાત્રિ હતી કે શેર અફ્ઘાનનું ખૂન કરાવીને પણ શાહજાદો સલીમ જગ-

જયોત મહિર-ઉન્-નિસાને સામ્રાજ્યની તેમ જ પોતાના હૃદયમંદિરની મહારાણી બનાવશે. આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથી તેણે પોતાને રાજ્યમહિષીનું પદ મળવાની આશા તજી દીધી.

મહમ્મદીય સમ્રાટ-કુલગૌરવ મોગલવંશાવતંશ શહેનશાહ જલાલુદીન અકબરના આયુષ્યનો ધીમે ધીમે અંત આવવા લાગ્યો. જે પ્રચંડ સૂર્યના પ્રભાવથી તુર્કસ્તાનથી માંડીને બ્રહ્મપુત્રા સુધીનો પ્રદેશ ઉજ્જવલ બન્યો હતો, તે સૂર્યનો અસ્ત થવા લાગ્યો. લુત્ફુન્નિસા પણ સમજી ગઈ કે હવે મારે ઉપરથી નીચે જવાનો સમય આવી લાગ્યો. સ્ત્રીસ્વભાવ પ્રમાણે પોતાની શાહજાદા સલીમ ઉપરની સત્તા જાળવવાને તેણીએ એક દુઃસાહસિક સંકલ્પ કર્યો.

અમે અગાઉ જણાવ્યું છે જ કે રાજપૂતપતિ રાજા માનસિંહની ભગિની સલીમની મુખ્ય રાણી હતી. તેના પુત્રનું નામ ખુશરૂ હતું. એક વખતે આ રાણી સાથે અકબરશાહના રોગસંબંધી લુત્ફુન્નિસા વાતચીત કરતી હતી. રાજપૂતકન્યા હવે બાદશાહની બેગમ બનશે એમ જણાવી લુત્ફુન્નિસા તે રમણીને અભિનંદન દેતી હતી. તેના જવાબમાં ખુશરૂની માતા બોલી:-" લુત્ફુન્નિસા! શાહજાદાની પ્રધાનપટરાણી હું હોઉં પણ કાલે કોઇ નવલ રૂપવતી લલનાના તેજના અંબારમાં તણાઈ તે શાહજાદા તને પટ્ટરાણી બનાવી દે. પછી મારૂં ગૌરવ ક્યાં રહ્યું ? તેટલા જ માટે તો કહેવત પડી છે કે " રાજાને ગમે તે રાણી અને છાણાં વીણતી આણી. " પણ રાજાની રાણી થવાને બદલે મા થવામાં જે સુખ સમાયલું છે તે અદ્વિતીય છે. રાજાને રાણીઓ ઘણી હોય; માતા તો એક જ હોય ! "

રાજપૂતરમણીઓ જગતના ઇતિહાસમાં પોતાના પાતિવ્રત્ય અને શિયળરક્ષાને માટે સુપ્રસિદ્ધ છે. જે જાતિની પતિપરાયણા સ્ત્રીઓ જગતને અત્યારે પણ પાતિવ્રત્યની કથાઓથી પ્રભાવશાળી બનાવે છે તે જ જાતિની આ અધમ અબળાના ઉપર મુજબના ઉચ્ચાર હતા ! તેણીના કહેવાનો ભાવાર્થ એવો હતો કે શહેનશાહ

અકબ્બરના મરણ પછી અવશ્ય સલીમ મહિર–ઉન્–નિસાને પોતાની મહારાણી બનાવશે. માટે તેના કરતાં સલીમ કોઇ પ્રકારે ગાદી ઉપર ન બેસતાં તેનો પુત્ર ખુશરૂ ગાદી ઉપર બેસે તો પોતાની સત્તા કાયમ રહે ! અફ્સોસ ! રાજસત્તાના મૃગજળવત્ સુખને માટે સ્વામીને પણ દૂર કરવાને સ્વામિની તૈયાર થઇ ગઈ હતી ! એને તે કાળનો પ્રભાવ કહેવો કે અજા તેવા ઓડકાર એ ન્યાયે રાજપૂત કુલગૌરવ રમણીના કારસ્થાની અને વિલાસી મોગલ રંગમહેલના વસવાટનો પ્રતાપ કહેવો ? ગમે તે કહો, પણ રાજસત્તાપિપાસુ રમણી પોતાનો પુત્ર ગાદીએ આવે એ ઇચ્છતી હતી !

કારસ્થાનની પૂતળી અને કપટકળાપારંગત પ્રમદા લુત્ફુન્નિસાએ આ વાત સાંભળતાં જ થોડીક વાર પોતાના મનમાં વિચાર કર્યો, અને પછી બોલી:–" બળ્યું ! તેમાં શું ? તે પણ તમારા જ હાથમાં છે ને ? એવું કયું કામ છે કે જે સ્ત્રીથી ન બની શકે ? પુરૂષ કરતાં સ્ત્રી પાસે કેટલાં બધાં વિશેષ સાધનો છે ? પુરૂષ પાસે અસ્ત્રશસ્ત્ર છે કિન્તુ ચતુર રમણીની પાસે અસ્ત્રશસ્ત્ર ઉપરાંત તેથી પણ એક અતિશય પ્રાણહારક શસ્ત્ર છે અને તેનું નામ મોહાસ્ત્ર ! નારી પોતાના નયનકટાક્ષના પ્રભાવથી છળ, બળ અને કળથી ભરેલા, બખ્તરથી સજાયલા, અને કોઇને વશ ન થનારા પહેલવાન પુરૂષને પણ વશ કરી શકે છે. એ ઉપરાંત આપણી પાસે ધન પણ પુષ્કળ છે. આ સર્વ ધનોની સહાયથી આપણે શું નહિ કરી શકીએ ? તેમ કરવું એ પણ તમારા હાથમાં છે ! "

બેગમ:—" શી રીતે ? "

લુત્ફુન્નિસા:—" શાહજાદા ખુશરૂને તખ્તનશીન બનાવવાનું કાર્ય આપણે ઉપાડી લેવું ! "

આ ભયાનક પ્રસ્તાવનો તાત્કાળિક તો બેગમે કાંઇ પણ જવાબ ન દીધો. પણ એટલી વાત તો ખરી કે તરૂણ રાજપૂત સ્ત્રી પોતાનો પુત્ર સિંહાસનારોહિત થાય તે કાર્યને ઇષ્ટ ગણતી હતી. સ્ત્રીથી બધું

સહન થાય પણ પોતાની માનહાનિ સહન નથી થતી. એક રાજપુત કન્યા, અને સલીમની પ્રધાનમહિષી શું એક યવન કન્યાના કબ્જામાં રહે ! એ કેમ બને ? આ વિચારથી સલીમ તરફનો તેનો પ્રેમ ધીમે ધીમે ધિક્કારમાં ફેરવાઇ તેના વિનાશનું કારણ શોધવા લાગ્યો ! સ્ત્રી જ્યારે છેડાય છે ત્યારે છંછેડાયલી નાગણ સમાન ગણાય છે. રાજપૂત રમણીએ જવાબ તો ન આપ્યો, પણ તે જાણે પોતાના પતિને ઉદ્દેશીને,

" શ્વાસથી આગ જે વરસાવે તે અજગર છું હું,
જીદમાં તુફાન તો ગુસ્સામાં સમન્દર છું હું:
હું બાળીશ ડુબાવીશ ઉડાવીશ તને,
ફરી ગયેલા તારા ભાગ્યનું ચક્કર છું હું !"

એમ બોલતી હોય એવો તેણીના મુખ ઉપરનો ભાવ જણાતો હતો.

લુત્ફુન્નિસા તે દિવસે તો ત્યાંથી ચાલી ગઈ. બીજે દિવસે આ બન્ને કારસ્થાની કામિનીઓ એકઠી મળી. આ કાર્યમાં લુત્ફુન્નિસા ખુશરૂની માતાને મદદ કરતી હતી તેનું એક ખાસ કારણ હતું. તે શું હતું તે આગળ ઉપર જણાશે. બન્ને રમણીઓએ લાંબો વખત સુધી વાટાઘાટ કરીને શાહજાદા ખુશરૂને તખ્તનશીન કરવાને કેવી યોજના કરવી તે નક્કી કર્યું.

સલીમને સિંહાસન ઉપર ન બેસવા દેતાં ખુશરૂને સામ્રાટ અકબરના ખાલી પડનારા સિંહાસન ઉપર બેસાડવાનું કાર્ય અસંભવ તો નહોતું જ, એમ લુત્ફુન્નિસાએ બેગમના મનમાં ચોક્કસ રીતે ઠસાવી દીધું. તેણીએ કહ્યું:—" બેગમ સાહિબા ! યાદ રાખજે કે મોગલ સલ્તનત રાજપૂતોના બાહુબળથી કાયમ છે. જ્યારે રાજપૂતોનાં હૃદયો મોગલો તરફથી ફરી જશે ત્યારે નક્કી માનજે કે મોગલ સલ્તનત તારાજ થઇ જશે. રે ! એટલું જ નહિ પણ રાજપૂતો વિના મોગલ સલ્તનતનું નામનિશાન સુદ્ધાંય નહિ રહે. આવી વીર અને પ્રભાવશાળી કોમના સરતાજ એક બાજુએ શહેનશાહના પરમ

વિશ્વાસુ સૈનિક અને બીજી બાજુએ શાહજાદા ખુશરૂના મામા થાય છે. તેની જ સાથે મુસલમાનોના સરદાર ખાન આજમ છે. તેઓ શાહજાદી પિયારાબાનુના પિતા અને શાહજાદા ખુશરૂના સસરા થાય છે. એક બાજુએ મામા અને બીજી બાજુએ સસરા જેવા મજબૂત અને બળવાન સગપણ ધરાવનારા શાહજાદાને ગાદીએ બેસવામાં વિશેષ મુશ્કેલી નડે એ અસંભવિત છે. કારણ કે બન્ને રાજ્યકારસ્થાનમાં નિપુણ અને સર્વ પ્રકારની સત્તા ધરાવનારા છે. બધા ઉપર આ બન્ને જણાની દોહાઈ ચાલે છે. પછી શાહજાદા સલીમ કોના જોરથી તખ્તનશીન થશે ? રાજા માનસિંહને આ બાબતમાં હાથ કરવાનું કાર્ય તે તમારા ભાઇ થતા હોવાથી તમારે ઉપાડી લેવાનું છે, અને ખુશરૂના સસરા ખાન આજમને આપણા પક્ષમાં લેવાનો ભાર મારા શિર ઉપર છે. આપની મહેરબાનીથી પાક ખુદાતાલા મને આ કાર્યમાં યશ આપશે એવી મારી ખાત્રિ છે, પણ આપ નામદારને આ કમતરીન બાંદીની એટલી વિનંતિ છે કે જ્યારે શાહજાદા ખુશરૂ તખ્તનશીન બની શાહજાદા મટીને શહેનશાહ થાય તે વેળાએ ખુશરૂ આ બાંદીને સમુળગી વિસરી ન જાય એટલી સંભાળ આપ રાખશો. ”

‘ મેરી અધેલી મત ભુલિયો ’ એ સૂત્રાનુસાર પરમાથ સાથે સ્વાર્થની વાત પણ લુત્ફુન્નિસાએ બેગમની આગળ મૂકી દીધી. બેગમ હસીને બોલી:–“ તું શું કરવા ગભરાય છે ? મારૂં માન કે ના માન, પણ તું એવી તો રૂપવતી છે કે આગ્રાના જે અમીરને તું મારા શૌહર ( પતિ ) તરિકે પસંદ કરવા ચાહીશ તેની બીબી તું સહેલાઇથી બની શકીશ. તારો શૌહર પાંચ હજાર અશરફીનો મુન્સફદાર બનશે એવી ખાત્રિ રાખજે ! ”

લુત્ફુન્નિસાને સંતોષ થયો. તેણીનો ઉદ્દેશ પણ આ જ હતો. રાજનગરીમાં રહીને જે શાહજાદા સલીમ સાથે અનેક સુખી દિવસો ગુજારેલા, તે શાહજાદાને અન્ય રમણીની મોહજાળમાં લુબ્ધ બનેલો

જોઇને જીગરને જળાવવું અને મહિર–ઉન્–નિસાની સખી મટીને દાસી બનીને રહેવું એના કરતાં કોઈ આબરૂદાર અને સત્તાધારી ઉમરાવની પત્ની તરીકે રહેવું શું ખોટું? ધીમે ધીમે લુત્ફુન્નિસાને શુદ્ધિ આવતી જતી હતી કે અહીં તહીં અને સઘળે ભ્રમણ કરનારી ભામિનીનું કહેવાતું સુખ એ મૃગજળ સમાન જ છે! તે કેવળ પ્રેમનો વિક્રય છે! રૂપનું લીલામ છે! ઇશ્કની હરરાજી છે! પાકદામનની લૂંટાલૂટ છે!! એટલે હવે આગ્રાના કોઈ પ્રસિદ્ધ ઉમરાવની પરણેલી પત્ની બનવું એ યોગ્ય જ છે એમ તેણીને જણાવા લાગ્યું હતું.

એક તો આ કારણ હતું અને બીજું કારણ એ હતું કે શાહજાદા સલીમની અન્ય લલના ઉપરની આશક્તિ તેણીના હૃદયમાં બાવળની શૂળની માફક ખુંચતી હતી, અને તે શાહજાદા સલીમના ઉપર વેર લેવા ઇચ્છતી હતી. આથી પણ તેણીએ આ કામમાં ઝોકાવ્યું હતું.

સંસારવ્યવહારના કડવામીઠા અનુભવ લઈ ચુકેલા અમારા કેટલાક વાંચકો સમજી શકશે કે સ્ત્રીઓનો સ્વભાવ કેવો વિલક્ષણ હોય છે. પુરૂષના કરતાં કામપિપાસા સ્ત્રીને દશગણી અથવા તેથી પણ વિશેષ હોય છે. પરમકૃપાળુ પરમાત્માએ કૃપા કરીને સ્ત્રીનામાં લજ્જા રૂપી મર્યાદાનું ગાઢ આવરણ મૂકેલું છે. તેમ ન હોત તો જગતમાં અનેક ઉત્પાત મચી રહેત! એક સ્ત્રી જ્યારે પોતાના પ્રિયતમને ચહાવા માંડે છે ત્યારે તે તેના ઉપર એટલા બધા અનુરાગથી આસક્ત બને છે કે તેની સીમા જ નથી રહેતી. એક ઓરત તે વેળાએ પોતાના પ્રિયતમને માટે જાન આપવાને પણ પાછી પાની નથી કરતી. તે ગમે તેવી કુલટા અગર દુરાચરણી સ્ત્રી હશે પણ પોતાના પ્રિયતમને માટે હજારો આપત્તિઓનો સામનો કરવાને તે તૈયાર થશે. તે વખતે તે નહિ જુએ પોતાના પ્રિયતમનું રૂપ કે નહિ જુએ તેની સંપત્તિ. નહિ જુએ પોતાની જાત ઉપર પડનારાં સંકટનો ભાવિ ચિતાર કે નહિ જુએ લાજ અગર માનમર્યાદા. તે ગમે તેવું સાહસ ખેડવાને તૈયાર થશે. સ્ત્રીનો અનુરાગ–સ્ત્રીની આસક્તિ–સ્ત્રીનો

પ્રેમ—આવા પ્રકારનો છે. પણ એ પ્રેમ જતો રહ્યો, અને તે ધિક્કારમાં ફેરવાઇ ગયો તો તે માણસના ભોગ લાગ્યા સમજવા. જે પુરૂષને માટે તે પ્રમદા પોતાનું સર્વસ્વ અર્પણ કરવા એક વેળાએ તૈયાર થતી હતી તેનું સર્વસ્વ હરણ કરી તેને પાયમાલ અને ખસ્તેખુહાર કરી દુઃખના ડુંગરની ટોચે તેને ચડાવવામાં તે રહેજ પણ પાછી પાની નહિ કરે! આવા વિલક્ષણ સ્વભાવથી સ્ત્રી દુનિયામાં પેદા થઇ છે. લુત્ફુન્નિસાની પણ હવે આવી દશા થઈ હતી. તેનો પ્રેમ ધિક્કામાં ફેરવાઈ ગયો હતો.

ખાન આજમ વગેરે આગ્રા અને દિલ્હીના અમીર ઉમરાવ લોકોમાં લુત્ફુન્નિસાનો વગવસીલો જબરો હતો. તે ઉપરાંત ખાન આજમ પોતાના જમાઇના ભલાને માટે પ્રયત્ન કરે તેમાં નવાઈ જેવું પણ શું હતું? આ કાયમાં બીજા અમીર ઉમરાવો પણ સમ્મત થયા. ખાન આજમે લુત્ફુન્નિસાને કહ્યું:—" લુત્ફુન્નિસા! કોઇપણ કાર્ય ઉપાડતા પહેલાં તેનું પરિણામ શું આવશે એનો ડાહ્યા માણસોએ વિચાર કરવો ઘટે છે. આપણે આ કાર્યમાં સફળ ન થયા તો પરિણામમાં આપણી કેવી ભયાનક પાયમાલી થશે તેનો પણ આપણે વિચાર કરવો જોઇએ."

લુત્ફુન્નિસાઃ—" આપની ત્યારે આ બાબતમાં શી આજ્ઞા છે?"

ખાન આજમઃ—" ઓરિસામાં મોગલસત્તા હજુ જોઇએ તેવી જામેલી નથી. ત્યાંનું લશ્કર આપણા કબજામાં આવી જાય તો ઘણું સારૂં થાય. તારા ભાઇ ઓરિસામાં મુન્સફદાર છે. કાલે હું અહીં જાહેર કરી દઇશ કે તેઓ લડાઇમાં જખમી થયા છે. તું તેમને જોવાને બહાને કાલ ને કાલ અહીંથી રવાના થઈ જજે, અને ત્યાંથી બધો બંદોબસ્ત કરીને જલદીથી પાછી ફરજે."

લુત્ફુન્નિસાએ આ કાર્યમાં સમ્મતિ દર્શાવી. તે ઓરિસા ગઈ. ત્યાંથી પાછા ફરતી વખતે નવકુમારની સાથે તેને ધર્મશાળામાં મેળાપ કેવી રીતે થયો એ અમે વાચકોને આગળ જણાવેલુ છે.

---

## પ્રકરણુ ૩ જું

### કારસ્થાનમાં નિષ્ફળતા

**" जा माटीमें जन गिरैं, उठे ताहि पुनि धारि।
एकहि वार निरास है, कौन रहे मन मारि॥
पखों पौन के चक्रमें, तउं न छोडैं हाल।
आज विफल जो व्है गयो, सफल होयगी काल॥"**
**नवीन तपस्विनी।**

" દુઃખના દિન કાલે વામશે, ને જીવતો નર ભદ્ર પામશે."
—કવિ શામળ ભટ.



જે દીવસે નવકુમાર ધર્મશાળામાંથી અને મોતીબીબી ઉર્ફે લુત્ફુન્નિસા બર્દવાન તરફ જવા નીકળ્યાં હતાં, તે દિવસે તે બર્દવાન સુધી જઈ શકી નહોતી. માર્ગમાં તેણે બીજી ધર્મશાળામાં ઉતારો લીધો હતો. આ ઠેકાણે આપણે અત્યારે તેને અને તેની બાંદી પેશ્મનને બેઠેલાં જોઈએ છીએ. બન્ને જણીઓ આપસઆપસમાં વાતચીત કરી રહી હતી.

મોતીબીબી પેશ્મનને પૂછવા લાગી,–" પેશ્મન ! મારા શૌહરને તું કેવો ધારે છે ?"

પેશ્મન આશ્ચર્ય પામીને બોલી:—" હું કેવા ધારૂં ?"

મોતી:—" ખુબસુરત છે કે નહિ ?"

પેશ્મન નવકુમાર ઉપર ક્રોધે ભરાયલી હતી. જે દાગીના મોતીએ કપાલકુંડલાને આપ્યા હતા તે દાગીના ઉપર પેશ્મનની ખાટીમિઠી નજર હતી. તેના મનમાં એક આશા હતી કે લાગ

જોઇને કોઇ દિવસે થોડાઘણા દાગીના માગી લઇશ એટલે મારા ભવની ભાવઠ ભાગી જશે પણ આ તો "આશનાં ભવન આકાશ સુધી રચ્યાં, મૂરખ ત્યાં મૂળ છે ભીંત કાચી." એવી દશા થઈ ગઇ હતી. હવે દાગીના મળવાની આશા સમૂળગી જતી રહી હતી. આ કારણથી કપાલકુંડલા અને તેના સ્વામી ઊપર પેશ્મનને જબરો ગુસ્સો આવેલો હતો. તેથી તે બોલી:—"બળ્યું બાઇ! રસ્તાના રખડતા ગરીબ બા'મણાની વળી ખુબસુરતીએ શી ને બદસુરતીએ શી? એવા તો ઘણાય ભામટાઓ રસ્તામાં રખડે છે!"

બાંદીના પેટમાં દુઃખતું હતું અને તે માથું કુટવા સરખી વાત કરતી હતી. તે સમજી જતાં ચતુર ચપળાને વાર ન લાગી. તે મુખડું મલકાવીને બોલી:-"એ જ બ્રાહ્મણ જો દીલ્હી અને આગ્રાના મોટા ઘરના અમીરઉમરાવોની હારમાં બિરાજી જાય તો તો તે ખુબસુરત લાગે કે નહિ? પેશ્મન! તું જાણે છે કે ગરિબ લોકોનો એક વેળાએ વિનાશ થઇ જાત તો તેઓનો પુનરૂદ્ધાર અસંભવિત છે. પણ અમીર ઉમરાવોની સ્થિતિ તેવી નથી. વાજાં અને વાંદરાની ઉપમા લાયક રાજાની એક તીરછી નજર જેવી રીતે એક ઉમરાવને ખાનાખરાબીની ઉંડી ખાઇમાં ધકેલી પાડે છે તે જ મુજબ તેના કૃપાકટાક્ષથી રસ્તાના રખડતા ભિખારીને પણ ઉમરાવપદ પ્રાપ્ત કરી સુખસમૃદ્ધિ અને ઐશ્વર્યમાં અમન-ચમન કરતાં વધારે વાર લાગતી નથી."

પેશ્મન:-"પણ, તમે તે ઉપરથી કહેવા શું માગો છો?"

મોતી:-"તું જાણે છે કે બેગમ સાહેબે ખુશરૂ બાદશાહ બને તો મારા પતિને ઉમરાવ બનાવવાનું કબુલ કર્યું છે."

પેશ્મન:-"પણ તમારા પહેલા ભરથાર કઇ રીતે ઉમરાવ થઈ શકે? મિયાં મહાદેવનો ક્યાં જોગ ખાય?"

મોતી:-"કાં પેશ્મન? કાં જોગ ન ખાય? તું નથી જાણતી કે શહેનશાહ અકબરે હિન્દુ અને મુસ્લીમ ઐકયતાને માટે જે

પ્રયત્નો કર્યા છે તેનું ફળ જો હાલ નહિ તો પછીથી કોઇ વખતે પણ સારૂં અવશ્ય આવશે. અલી અને ઓંકાર ( ૐકાર ) નો એકાકાર થતા વાર નહિ લાગે. હિન્દમાતાના સંતાનો જ્યારે સમજશે કે હિન્દુ અને મુસલમાન એ ભાઇઓ જ છે, ત્યારે જ તેઓ સુખી થશે. પણ જો વચ્ચે ધર્માંધ અને એક દ્દષ્ટીએ જોનારા શહેનશાહનું સામ્રાજ્ય થશે, તો પરિણામમાં બીજાઓ ફાવી જશે. માટે આ તો ઐકયતાનો જમાનો છે. તે પ્રસંગે રાજપૂત ઓલાદથી ઉત્પન્ન થએલા અર્ધ હિન્દુ અને અર્ધ મુસલમીન શહેનશાહના સામ્રાજ્યકાળમાં મારા હિંદુ પતિ શા માટે ઉમરાવપદ પ્રાપ્ત નહિ કરે ? પણ જો ! જો ! પેલું કોણ આવે છે ! ”

પેશ્મન–“ ખાન આજમનો કોઇક નોકર હોય એવું લાગે છે. ”

આ નવીન માણસના આગમનથી બન્નેનાં હ્રદય આકુળ વ્યાકુળ બની ગયાં. તે નોકર એક સીલબંધ રૂકકો લાવ્યો અને તેને મોતીબીબીના હાથમાં આપ્યો, અને બોલ્યોઃ “ આ લિફાફો આપને માટે લઇને હું ઓરિસા જતો હતો. ઘણો જરૂરી પત્ર છે. ”

મોતીબીબીએ પત્ર વાંચ્યો. પત્ર વાંચતાંજ તેનું મ્હોં કાળું મેંશ જેવું થઇ ગયું. તેના હાથ થર થર ધ્રુજવા લાગ્યા. નિરાશા અને ભાવિની અમંગળની આશંકાઓથી તેના જીગરમાં ભયાનક ઉત્પાત મચી રહ્યો. આ સત્યાનાશી ભરેલા સમાચારવાળા રૂકકામાં શું હતું તે અમે નિચે આપીએ છિએ.

“ આપણી મહેનત બરબાદ ગઇ છે. આ તો લેને ગઇ પુત ઔર ખોઇ આઇ ખસમ એવો મામલો થઇ ગયો છે. મરતી વેળાએ પણ શહેનાહ અકબરે પોતાના બુદ્ધિબળ અને દીર્ઘદર્ષ્ટીથી અમને હાર આપી છે. મરતી વેળાએ તેણે શાહજાદા સલીમને તખ્તનશીન કરવાની વ્યવસ્થા કરી દીધી હતી. હાલ અકબરશાહનો અંતકાળ થયો છે અને તેમની ઇચ્છાનુસાર શાહજાદા સલીમ જહાંગીર નામ ધારણ કરીને ગાદીએ બેઠા છે. હવે ખુશરૂને માટે પ્રયત્ન કરવો

નકામો છે. કમભાગ્યે તેના જીવનને માટે પણ અત્યારે ભારે વિપત્તિનો પ્રસંગ આવી પડયો છે. તમે હવે સાવધ રહેજો અને આપણા ઉપર કાંઇ જોખમ ન આવે તેમ સંભાળથી વર્તજો. તમે ચતુર છો. વિશેષની શી જરૂર છે ? જલ્દીથી આગ્રા ચાલ્યાં આવો. "

રાજનીતિનિપુણ અને દીર્ઘદૃષ્ટિવાળા અકબરે કેવી યોજના કરીને ખુશરૂને તખ્તનશીન કરવાનું કાવત્રું નિષ્ફળ બનાવી દઇ પોતાના પ્રિય પાટવી કુંવરને ગાદીએ બેસરાવ્યો હતો એ સર્વ ઇતિહાસપ્રસિદ્ધ ઘટના છે. અને તેથી અમે અત્રે તે સંબંધી કાંઇપણ ઉલ્લેખ કરવા માગતા નથી. છતાં જે વાંચકોને આ સંબંધી વિશેષ હકીકત જાણવા ઇચ્છા હોય અને જેણે હજુ સુધી વાંચ્યું ન હોય તેઓને સુપ્રસિદ્ધ બંગીય લેખક બાબુ હરિસાંધન મુખોપાધ્યાયની બંગાળી નવલકથા ઉપરથી ગુજરાતી ભાષામાં " શાહજાદો ખુશરૂ " નામની અનુવાદિત થયેલી સચિત્ર અને રસમય વાર્તા જે મુંબઇથી પ્રગટ થતા સુપ્રસિદ્ધ સચિત્ર માસિક " વીસમી સદી " માં પ્રસિદ્ધ થઇ ગઇ છે તે વાંચવા સૂચવીએ છિએ. આટલો ખુલાસો કરીને હવે આપણે આપણી વાતમાં આગળ વધીશું.

મોતીબીબીએ ઇનામ આપીને સંદેશો લાવનારને વિદાય કર્યો, અને પેશ્મેનને પત્રની સર્વ હકીકત સમજાવી.

પેશ્મન બોલી:–" હવે ત્યારે શું કરીશું ? "

મોતી બીબી:–" હવે શું કરવું એ તો મને પણ સુઝતું નથી.

પેશ્મન થોડીકવાર વિચારમાં પડી અને પછી બોલી:–" હશે; તેમાં શું ? ભોંય ઉપર ઉભા રહેનારને પડવાની ચિન્તા શી ! મોગલ બાદશાહના રંગમહેલમાં દાસી થઇને રહેવું તે ગમે તેવા ઉમરાવની પત્ની બનીને રહેવાના કરતાં વિશેષ છે. "

મોતીબીબી,–" નહિ પેશ્મન ! નહિ. હવે તેમ નહિ બને. હવે એમ નહિ રહેવાય. મહિર–ઉન–નિસાની સાથે જહાંગીરનો હવે વિવાહ થશે. હું મહિર–ઉન–નિસાને બચપણથીજ ઓળખું છું. પોતાના સ્વરૂપ,

ચાતુર્ય અને કાર્યદક્ષતાના પ્રભાવે તે જહાંગીરના હૃદયમંદિરની મહારાણી બનશે એટલુંજ નહિ, પણ મુગલ સલ્તનતની શહેનશાહબાનુ બનશે. ધીમેધીમે તે સર્વ અધિકાર પોતાના હાથમાં લઇ લેશે. અને જહાંગીર માત્ર નામનો જ બાદશાહ રહેશે. મેં જહાંગીરને ગાદીએ ન બેસાડવાને માટે જે કાવત્રામાં ભાગ લીધો હતો તે પણ તે જાણી જશે; અને પછી મારી હાલત વિપરીત થઇ જશે."

પેશ્મન ગભરાઇને બોલી:—" હાય ! હાય ! બાઇ ! ત્યારે હવે આપણે શું કરીશું ? આ તો ભયંકર હિસાબે વાત થઇ ગઇ ! "

મોતીબીબી:—" ગભરાઇ જવાનું કાંઇ કારણ નથી. સંકટ સમયે ગભરાઇ ન જતાં સમયસૂચકતા વાપરી તેમાંથી નીકળી જવાનો રસ્તો શોધી કાઢે તે જ હિમ્મતવાન કહેવાય. હજારો નિરાશામાં પણ આશા છુપાયેલી હોય છે. હવે મારી એક ઉમેદ છે. મહિર–ઉન્–નિસાનું જહાંગીર તરફ કેવું વલણ છે તે જાણવાની જરૂર છે. તે યવન બાળાના સ્વભાવને હું અચ્છી રીતે પીછાણું છું. જો જહાંગીર તરફ તેનું હૈયું દોડતું નહિ હોય તો જહાંગીરના સર્વ પ્રયત્નો નકામા છે. મહિર–ઉન્–નિસાને પ્રાપ્ત કરવાની તેની આશા આકાશ-કુસુમવત્ છે. એક નહિ પણ સેંકડો શેર અફઘાનોની કતલ ચાલે તો તે પણ નકામું છે. જો મહિર–ઉન્–નિસા જહાંગીરને ચાહતી હશે ત્યારે તો કોઇ ઉપાય નથી. "

પેશ્મન:—" એ વાત બરાબર છે. પણ મહિર–ઉન્–નિસાના દિલની વાત આપણે શી રીતે જાણી શકીશું ? "

મોતીબીબી હસીને બોલી:—" લુત્ફુન્નિસા શું નથી કરી શકતી ? મહિર–ઉન્–નિસાની હું મહેમાન બનીશ. "

પેશ્મન:—" જો મહિર–ઉન્–નિસા બાદશાહની પરવા ન કરતી હોય તો આપણે કયો માર્ગ લઇશું ? "

મોતીબીબીએ કાંઇ જવાબ ન દીધો. પેશ્મન બોલી:—" કાંઇ નવી યોજના ઘડો છો ? " મોતીબીબી અથવા વાચકોની પરિચિત પદ્માવતી ઉર્ફે લુત્ફુન્નિસાએ જવાબ ન આપ્યો. તે ચૂપ જ રહી.

# પ્રકરણ ૪ થું.

## મહિર-ઉન્-નિસાના મનની મુરાદ

"श्यामादन्यो नहि नहि प्राणनाथो ममास्ति ।"

—उद्धवदूत ।



આ વખતે બંગાળાના સુબેદાર તરીકે શેર અફઘાન હતો, અને તેનું સદર સ્થળ વર્ધમાનમાં હોવાથી તે પોતાની પરમ સ્વરૂપવતી પત્ની મહિર-ઉન્-નિસા સાથે બર્દ્વાનમાં રહેતો હતો.

મોતી બર્દ્વાનમાં શેર અફઘાનના ઘરમાં આવી પહોંચી. શેર અફઘાને પોતાની પત્નીની સહચરી તરિકે યોગ્ય આદરસત્કારથી તેને પોતાને ત્યાં ઉતારો આપ્યો અને તેની મહેમાનગીરી ઉત્તમ પ્રકારે કરવામાં કોઇ પણ તરેહની કચાશ રાખી નહિ. જ્યારે શેર અફઘાન પોતાની સ્ત્રી સાથે આગ્રામાં રહેતો હતો ત્યારથી જ મહિર-ઉન્-નિસાની સહચરી તરિકે શેર અફઘાન મોતીબીબીને સારી રીતે પીછાણતો હતો. મહિર-ઉન્-નિસા પણ પોતાની બાલ્યાકાળની પ્રિય સખીના આગમનથી અત્યંત હર્ષ પામી અને ઉભય દંપતિએ તેનો ઘણો સારો આદરસત્કાર કર્યો.

મોતીબીબી વિચાર કરવા લાગી કે, "યા ખુદા ? મોગલ સલ્તનતની અધિકારી થવાનું કોના કીસ્મતમાં સરજાયલું હશે ?" આ બાજુએ મહિર-ઉન્-નિસા પણ તેવો જ વિચાર કરતી હતી, અને તે પણ લુત્કુન્નિસા ( મોતીબીબી ) ને પૂછીને આ સંબંધી હકીકત જાણવા માગતી હતી. અર્થાત્ અત્યારે તો એક ચોર અને બીજા તેનો ભાઈ ઘંટીચોર, એવો ઘાટ હતો. બન્ને એક બીજાના મનની મુરાદ જાણવાને આતુર હતાં.

વાચકોને અમે અત્યારઅગાઉનું જણાવી ચૂકયા છીએ કે મહિર–ઉન્–નિસા એ વખતે ભારતવર્ષમાં પ્રધાન રૂપવતી અને ગુણવતી ગણાતી હતી. વસ્તુતઃ એવી રમણી ભૂમંડળમાં જવલ્લે જ પ્રગટ થતી હશે. સૌંદર્યના વિષયમાં ઇતિહાસપ્રસિદ્ધ સ્ત્રિયોમાં તેની પ્રધાનતા સર્વ ઇતિહાસકારો સ્વિકારે છે. સ્કૉટલાન્ડની રાણી મેરી, ફ્રાન્સની મેરી ઍન્ટની, મીસરની મહારાણી કલીઓપેટ્રા અને એવી અનેક જગતપ્રસિદ્ધ ઐતિહાસિક રમણીઓના સૌંદર્ય સાથે સરખાવતાં પણ મહિર–ઉન્–નિસાના સૌંદર્યની વાત જુદી જ હતી. કેવળ રૂપ અને ગુણમાં જ નહિ પણ વિદ્યામાં પણ મહિર–ઉન્–નિસા સરખી ચતુર રમણી ભાગ્યે જ તે વેળાએ હશે. ઘણા ઘણા વિદ્વાનોની સાથે પણ મહિર–ઉન્–નિસાની વિદ્વત્તાની તુલના થઇ શકે એમ નહોતું. નૃત્યકળા અને સંગીતશાસ્ત્રમાં મહિર–ઉન્–નિસાનું કૌશલ્ય અદ્વિતીય હતું. સ્ત્રીજાતિને શોભે એવી બીજી કળાઓમાં પણ મહિર-ઉન્–નિસા અત્યંત નિપુણ હતી. ચિત્રકળા અને કવિત્વશક્તિના પોતાના પ્રભાવથી તે સર્વનાં મનને મોહ પમાડતી હતી. તેની મીઠી અને વિદ્વત્તાપૂર્ણ વાતો તેના સૌંદર્ય કરતાં પણ વિશેષ મોહક લાગતી હતી. જેવી રીતે એક બાજુએ મોતીબીબી ઉર્ફે લુત્ફુન્નિસા રૂપગુણમાં શ્રેષ્ઠ હતી તેવી જ રીતે આ બાજુ મહિર–ઉન્–નિસા તેનાથી પણ ચડે એવી હતી. આવી રીતે આ બન્ને વિલક્ષણ રમણીઓનો અત્યારે અપૂર્વ સંયોગ થયો હતો.

મહિર–ઉન્–નિસા પોતાના ખાસ કમરામાં બેઠી બેઠી ચિત્ર ચીતરતી હતી, અને મોતી તેની પીઠ તરફ બેસીને ચિત્ર તરફ જોતી જોતી પાન બનાવી રહી હતી. મહિર–ઉન્–નિસાએ પૂછયું:—“ ચિત્ર કેવું બન્યું છે ? ”

મોતીઃ—“ તમારા જેવી કુશળ રમણીની પીછીને શોભા આપે એવું. અફસોસની વાત છે કે તમારા જેવી આદર્શ ચિત્રકળા બીજા કોઇને નથી આવડતી. ”

મહિર:—" બીજા કોઈને નથી આવડતી, તેમાં તું શું કરવા દીલગીર થાય છે ?"

મોતી:—" જો બીજાને તમારા જેવી ચિત્રકળા આવડતી હોત તો તમારા સુંદર મુખડાની તસ્વીર કાઢી લઈને જગતમાં તે અમર કીર્ત્તિ પ્રાપ્ત કરત. "

મહિર:—" કબરની માટોડીમાં આ ચહેરાનું ચિત્ર રહેશે. "

મોતી:—" કેમ, બ્હેન ! આજ એમ ઉદાસ કેમ છો ? "

મહિર:—" ઉદાસ નહિ તો બીજું શું ? કાલ સવારે તો તું મને છોડી જઈશ. એ મારાથી ક્યમ કરીને ભૂલાય ? શું બીજા બે દિવસ ન રહેવાય ? ઘણા દિવસે મળવા આવી અને એમ જતી રહે તે શું સારી વાત કહેવાય ?"

મોતી:—"બ્હેન ! મને તો અહીં રહેવાની ઘણી મરજી છે. હું પણ કંટાળી ગઈ છું અને થોડા દિવસ તારા સહવાસમાં વીતાડવા ઇચ્છું છું. પણ શું કરૂં ? હું પારકાના આધારે પડી છું. તેથી શી રીતે રહું ? "

મહિર:—" મારા ઉપરથી તારૂં મન જ હવે ઉઠી ગયું છે. આપણી પહેલાંની મહોબત તું વિસરી ગઈ છે. નહિ તો કોઈ પણ રીતે રહી શકાત. જ્યાં ઇચ્છા હોય ત્યાં એનો ઉપાય આપોઆપ મળી આવે છે. "

મોતી:—" તું મારે માથે ખોટું આળ મૂકે છે. મેં બધી હકીકત તો તને સમજાવી છે. મોગલ સૈન્યમાં મારા ભાઈ મુન્સફદાર છે. તે લડાઈમાં જખમી થયા હતા. તેથી બેગમની રજા લઈને તેને જોવાને આવી હતી. ઓરીસામાં બહુ દિવસ થઈ ગયા. વધારે દિવસ કોઇ પણ ઉપાયે હવે રહી શકાય એમ નથી. તને ઘણા લાંબા વખતથી મળી નહોતી એટલે મળવાની ઉમેદ હતી. તેથી બે દિવસ આ તરફ આવી ગઇ. "

મહિર–ઉન્–નિસા:—" બેગમની પાસે જવાનો કયા દિવસનો કરાર કર્યો છે ?"

મોતી સમજી ગઇ કે મહિર–ઉન્–નિસા કટાક્ષમાં આમ બોલે છે. તે આવી બાબતમાં છેકછેક દબાઇ જાય એવી નહોતી. તે બોલી:– “ દિવસ તો નક્કિ નથી કર્યો. ત્રણ મહિનાના આવવાજવાના માર્ગમાં ક્યાંય દિવસ મુકરર થતો હશે ? પણ એટલું તો ખરૂં કે હવે બહુ દિવસ થઇ ગયા છે, અને વધારે દિવસ રહેવાથી નાહકની ખફગી વ્હોરી લેવી પડે. ”

મહિર–ઉન્–નિસા પોતાની ભુવનમોહિની પદ્ધતિથી મંદમંદ સ્મિત કરતી બોલી:–“ અલી ? કોની ખફગીનો ડર છે ? હજરત સલીમની કે તેમનાં બેગમસાહિબાની ? ”

મોતી પણ રહેજ હસીને બોલી:–“ તું ક્યાં બધું નથી જાણતી ? નાહક શા માટે શરમાવે છે ? બન્ને ખફગીનો ડર છે. ”

મહિર–ઉન્–નિસા આ તકનો લાભ લઇને મૂળ મુદ્દા ઉપર આવતાં બોલી:—“ ત્યારે તને જો બેગમસાહેબનો ડર હોય તો તું જ કાં બેગમ નથી બનતી ? સાંભળ્યું હતું કે શાહજાદા સલીમ તારી સાથે નિકાહ કરીને તને પોતાની ખાસ બેગમ બનાવવા ઇચ્છે છે. તે હવે ક્યારે ? શાદી મુબારકની મીજલસમાં હવે મને ક્યારે ઇજન આપે છે ? ”

મોતી:—“ હું તો પારકાના કબજામાં છું. બેગમની બાંદી અને સહચરી હતી તેથી તો આટલે સુધી આવવા પામી. સલીમની બેગમ બનવાથી તો મોગલ રંગમહેલમાંથી ખસાય પણ નહિ. ”

મહિર:—“ જે મોગલ સમ્રાટની મહારાણી બને તેને ઓરિસામાં કામે આવવાની જરૂર પડે ? હજારો દાસદાસીઓ તેની તહેનાતમાં ખડે પગે તૈયાર જ હોય છે. ”

હવે મોતીનો પણ વારો આવ્યો. તે દૃઢ સ્વરથી બોલી:–“સલીમની બેગમ બનવાનો વિચાર મેં સ્વપ્નમાં પણ નથી કર્યો. હિન્દુસ્તાનમાં સલીમની બેગમ બનવાને લાયક કેવળ જગજ્યોતિ મહિર–ઉન્–નિસા જ છે ! ”

મહિર-ઉન્-નિસાએ માથું નીચું નમાવી લીધું. તે થોડીક વાર ચૂપ રહી. પછી તે ધીમેથી બોલી:-" બ્હેન ! હું સમજી નથી શકતી કે તું અહીં મારા અંતરની વાત જાણવાને આવી છે કે મને દુઃખ દેવા આવી છે. પણ તને વિનવીને કહું છું કે હું તો જેની છું તેની જ છું; બીજી વાત ન કરીશ."

મોતીબીબી જરાક પણ ન ગભરાતાં બોલી:-" તારો ટેક હું જાણું છું. તેથી તો તને ચેતાવવા આવેલી છું. સલીમ હજુ તને ભૂલી નથી ગયો. માટે સાવધાન રહેજે !"

મહિર-ઉન્-નિસા:—" ઠીક; હવે સમજી, પણ મને ડર રાખવાનું શું કારણ છે ? મારે કેવા પ્રકારની બીક રાખવી ?"

મોતી આમ તેમ નજર કરીને બોલી:-" ખૂન થવાથી !"

મહિર-ઉન્-નિસા અભિમાનપૂર્વક બોલી,-" ખૂન ! શું મારા ખાવિંદ કમજોર છે ? આ તો શહેનશાહ અકબરનું રાજ્ય છે. કાંઇ લુટારા કે બદમાસોનું નથી. શહેનશાહ અકબરના જમાનામાં તેનો શાહજાદો પણ ચું કે ચાં કરી શકે એમ નથી."

મોતી બીબી:-" તે ખરૂં; પણ તને આગ્રાથી છેલ્લા સમાચાર હજુ મળ્યા હોય એમ નથી લાગતું. અકબરશાહ જીન્નતનશીન થયા છે: અને તેમની જગ્યાએ શાહજાદા સલીમ જહાંગીર નામ ધારણ કરીને ગાદીએ બેઠા છે. હવે તેમને કોણ રોકશે ?"

મોતી તાકી તાકીને તીવ્ર દૃષ્ટિથી મહિર-ઉન્-નિસાના સામું જોવા લાગી. મહિર-ઉન્-નિસાએ કાને હાથ દઈ દીધા. તેનું સર્વાંગ થરથર કંપવા લાગ્યું. તેણીનાં ચક્ષુઓમાંથી અવિરલ અશ્રુપ્રવાહનું વહન થવા લાગ્યું. મોતી બોલી,-" તું રડે છે કેમ ?"

મહિર-ઉન્-નિસા નિઃશ્વાસ નાખીને બોલી:-" સલીમ તખ્ત ઉપર, અને અત્યારે હું કયાં છું ? હાય !"

મોતીની મનોકામના સિદ્ધ થઇ ગઈ. તેનો ફેરો સફળ થઇ ગયો. તે બોલી: " ત્યારે તું હજુસુધી શાહજાદા સલીમને ભૂલી નથી ગઈ ?"

મહિર–ઉન્–નિસા ગદ્‌ગદ્ કંઠે બોલી:–"કોને વિસરી જાઉં? કેમ વિસરી જાઉં? મારા જીવનને એક વેળાએ વિસરી જાઉં, પણ તેને તો નહિં વિસરી જઇ શકું!......પણ બ્હેન! બિલાડીના પેટમાં ખીર રહે તો ઓરતના પેટમાં વાત રહે એ કહેવતને આજે મેં સિદ્ધ કરી આપી છે. સ્ત્રિજાતિના સ્વાભાવિક સ્વભાવ અનુસાર મારા મનની મુરાદ, મારા અંતરની અભિલાષા, અને મારા હૃદયના ઉંડાણની વાત તું કળી ગઈ છે. તને મારા કસમ આપીને કહું છું કે ખુદા ખાતર આ વાત કોઇને કરીશ નહિ."

મોતી–"તેને માટે તો કશો જ વાંધો નહિ; પણ જ્યારે સલીમ એમ જાણશે કે હું બર્દવાન ગઇ હતી, ત્યારે તેઓ જરૂર મને પૂછશે કે મહિર–ઉન્–નિસાએ મારે માટે શું કહ્યું? તે વેળાએ મારે શો જવાબ દેવો?"

મહિર–ઉન્–નિસા થોડીક વાર વિચારમાં પડી. પછી તે બોલી:– "શહેનશાહ બનેલા સલીમને જણાવજે કે મહિર–ઉન્–નિસા અંતરથી તેની હરહમેશ આરાધના કરશે, કામ પડશે તો તેને માટે જાન પણ આપશે. પણ જીવ જતાં પણ મારા ખાનદાની ઇજ્જતને ધૂળમાં નહિ મળવા દઉં. મારા પાક દામનને ડાઘ નહિ લાગવા દઉં. એટલે સુધી કે મારા સ્વામીની હયાતિ સુધી મારૂં મુખ પણ હું તેને નહિ બતાવું. અથવા હજુરની મરજીથી મારા ખાવિંદને કાંઇ થયું તો નક્કિ માનવું કે મારા સ્વામીની કતલ કરાવનાર ખૂનીનું હું સ્વપ્ને પણ મ્હોં નહિ જોઉં."

એમ કહીને મહિર–ઉન્–નિસા ત્યાંથી ઉઠી ગઈ. મોતીબીબી પણ ઉભી થઈ ગઈ. મહિર–ઉન્–નિસાના અંતરની વાત જાણી જવામાં તે ફતેહમંદ થઈ હતી. પોતે મહિર–ઉન્–નિસાના મનની વાત જાણી લીધી પણ મહિર–ઉન્–નિસાને પોતાના મનની મુરાદ સ્હેજ પણ જાણવા ન દીધી એ મોતીની બીજી જીત હતી. જે સ્ત્રી પોતાની બુદ્ધિબળના પ્રભાવથી પાછળથી દિલ્લીશ્વરી બનવાને ભાગ્યશાળી થઈ

હતી તે પણ અત્યારે તો ચતુર મોતીબીબીની કપટકળાથી પરાજીત બની ગઇ. આનું કારણ માત્ર એ હતું કે મહિર–ઉન્–નિસા પ્રણયશાલિની હતી જ્યારે મોતીબીબી સ્વાર્થપરાયણ હતી.

માનવસ્વભાવ પારખવામાં મોતીબીબી નિપુણ હતી. તે સમજી ગઇ કે સ્ત્રીઓના સ્વાભાવિક શરમાળ સ્વભાવ અને અભિમાનને અનુસરીને હમણાં મહિર ગમે તેમ કહે છે, પણ તેનો પ્રેમ જહાંગીર ઉપર હોવાથી તે પોતાના હૃદયના વેગને રોકી નહિ શકે. અંતે પણ સાકર દુધમાં પીગળી જશે; અગ્નિ આગળ મૂકેલું પત્થર સરખું ઘી પણ નરમ બની જશે. શહેનશાહ જહાંગીરની મનોવાંચ્છના સફળ થશે.

આ પ્રસ્તાવથી મોતીબીબીની સર્વ આશાઓનો અંત આવી ગયો. પણ શું તેથી તે અત્યંત દુઃખી થઈ? ના. તેમાં તેને થોડાક સુખનો પણ અનુભવ થયો. પોતાને કયા કારણથી આ સર્વનાશના સમયમાં સંતોષ થયો તે મોતી ન સમજી શકી. તેણીનું હૃદય કયા વિચિત્ર માર્ગે વલણ લેતું હતું કે સમજવામાં તેણી નિષ્ફળ નિવડી. ભલા વાંચનાર! કહો તો, કે જ્યારે મોતીબીબી પોતે જ પોતાની સ્થિતિને નથી જાણતી ત્યારે અમે તે કેવી રીતે જાણીએ અને તમને જણાવીએ? માટે હાલ તો આપણે આ સંતોષનું કારણ શોધી કાઢવા થોડાક વખત થોભવું પડશે.

મોતીબીબીએ આગ્રા તરફ પ્રયાણ કર્યું. ધીમે ધીમે તેને પોતાના ભાવિ જીવનક્રમની કાંઈક ઝાંખી થવા માંડી.

---

## પ્રકરણ ૫ સું.

---

### શહેનશાહની સમીપમાં

धिक् तां च तं च मदनं च इमां च मां च।

भर्तृहरी।

" अब जाया के भाव सों मत जानो मोहि । "

वीरांगना काव्य ।

" ધિક ! યુવા, ધિક ! મુજને,
" ધિક ! કામવિકારજી,
" જેણે રે ભૂલાવી મુને સત્યથી,
" કર્યા નીચ વિચારજી ! "

—" ભર્તૃહરી નાટક "



તી યોગ્ય સમયે આગ્રા આવી પહોંચી. હવે આપણે મોતીને લુત્ફુન્નિસાના નામથી ઓળખીશું તો પણ વાંધો નથી. પ્રવાસ દરમ્યાન પોતાની સ્થિતિ વિષે વિચાર કરવાથી લુત્ફુન્નિસાની અંતરેચ્છામાં પુષ્કળ ફેરફાર થયો હતો.

આગ્રા આવીને તે જહાંગીરને મળી. જહાંગીર સિંહાસનારૂઢ થઈ ગયો હતો; અને ખુશરૂનું કપટ પકડાઇ આવવાથી તેના તેણે બુરા હાલ કર્યા હતા. પણ તેમાં લુત્ફુન્નિસાવાળું કાવત્રું છૂપું જ રહ્યું હતું. એટલે લુત્ફુન્નિસાને માટે તેના હૃદયમાં પૂર્વના જેવો જ અનુરાગ કાયમ રહ્યો હતો. જહાંગીરે તેણીના ભાઈના સમાચાર તથા પ્રવાસની હકીકત પૂછી. બર્દવાનની વાત નીકળતાં લુત્ફુન્નિસાના ધારવા પ્રમાણે જ જહાંગીરે તેણીને પૂછ્યું:–" કહે છે કે મહિર–ઉન્–નિસાની પાસે તું બે દિવસ રહી આવી છે. તેણે મારી શી વાત કરી હતી ? "

લુત્ફુન્નિસાએ જરાક પણ છૂપાવ્યા સિવાય બધી હકીકત કહી દીધી. તે સાંભળીને બાદશાહ ચુપ રહ્યો. લુત્ફુન્નિસા બોલી: " જહાંપનાહ ! બાંદીએ ખુશખબર આપી પણ કાંઈ ઈનામ ન મળ્યું ! "

બાદશાહ હસીને બોલ્યો: "લુત્ફુન્નિસા ! તારી માગણી જબરી છે!"

લુત્ફુન્નિસા:–" તેમાં મારી કસુર ? "

બાદશાહ:–" દીલ્હીના શહેનશાહને ખાદિમ ( ગુલામ ) બનાવી લીધો; હવે તમારે શું જોઇએ છિએ ?"

લુત્ફુન્નિસા:–" બાદશાહ સલામત ! ઔરતોના અરમાન બહુ બહુ જાતના હોય છે. એ પૂરા પાડવા સહેલા નથી. એ કાંઈ નાના બચ્ચાંની વાત નથી કે એક રમકડું દેવાથી રાજી થાય !"

બાદશાહ:–" ત્યારે તેમાં ગભરાય છે શું કરવા ? બોલ; તારે શું જોઈએ છિએ ?"

લુત્ફુન્નિસા:–" પહેલાં ખાત્રી આપો કે અરજ મંજુર થશે."

બાદશાહ:–" દર ઈન ચે શક ! મારા સલ્તનતના કામને નુકશાન નહિ પહોંચે એમ હોય તો તારી અરજ અવશ્ય મંજુર થશે. એમાં શક શો ?"

લુત્ફુન્નિસા:–" એક ઓરતની માગણીથી શહેનશાહના રાજકારભારમાં ખલલ નહિ પડે."

બાદશાહ:–" તો શરોચસ્મથી કબુલમંજુર. માગ, તારી શી ઇચ્છા છે ?"

લુત્ફુન્નિસા:–" મારે લગ્ન કરવાં છે !"

જહાંગીર હસી પડીને બોલ્યો,–" વાહ ! આ કયાંથી ઇચ્છા થઇ આવી ? કોઇ ઠેકાણે બંદોબસ્ત કર્યો છે કે શું ?"

લુત્ફુન્નિસા:–" બધું કર્યું છે. કેવળ બાદશાહ સલામતના હુકમની ઇન્તેજાર છું. તે સિવાય કાંઇ પણ ન બની શકે."

બાદશાહ:–" મારા ફરમાનની શી જરૂર છે ? કોને તેં આ બહરે–રાહત ( સુખસાગર) માં ડુબાવી મારવા તૈયાર કીધો છે ?"

લુત્ફુન્નિસા:–" મારા પોતાના જ આગલા પતિને હું મેળવવા ઇચ્છું છું."

બાદશાહ:–" વ્હાલી ! પણ પછી મારી શી દશા ?"

લુત્ફુન્નિસા:—" બાદશાહ સલામતને દિલ્હીશ્વરી મહિર–ઉન્—નિસાના હસ્તદ્વયમાં સોંપી જઈશ."

બાદશાહઃ–" દિલ્હીશ્વરી મહિર–ઉન્–નિસા કોણ ? "

લુત્ફુન્નિસાઃ–" દિલ્હીશ્વરી નહિ, તો થશે. "

બાદશાહ સમજી ગયો કે મહિર–ઉન્–નિસા હવે બેગમ બનશે એ લુત્ફુન્નિસા સમજી ગઈ છે, અને તેથી જ તે રાજમંદિરથી દૂર થવાને ઇચ્છે છે. આ વિચારમાં શહેનશાહ ગુંથાયો હતો એટલામાં લુત્ફુન્નિસા બોલીઃ–" આ લગ્નમાં શું હજુર મંજુરી નહિ આપે ?"

જહાંગીરઃ–" મને મંજુરી આપવામાં વાંધો નથી. પણ એક વખતના પતિ સાથે ફરીથી લગ્ન કરવાની શી જરૂર છે, તે મને સમજાણુ નથી પડતી. "

લુત્ફુન્નિસાઃ–" પહેલાં લગ્ન વખત મેં તેને કબૂલ નહોતો કર્યો. હવે તે જહાંપનાહની દાસીને નહિ છોડી શકે. "

બાદશાહ લુત્ફુન્નિસાના ખભા ઉપર હાથ મૂકી લુત્ફુન્નિસાનું મુખ ઉંચું કરી સ્નેહભીના સ્વરથી બોલવા લાગ્યોઃ–" જાનેમન ! તારે માટે અહીં સર્વ વસ્તુ તારી ખિદમતમાં હાજર છે. છતાં તારી એવી મરજી હોય તો ભલે તેમ કર. પણ પ્રિયતમે ! મને શા માટે છોડી જાય છે ? શું આપણાં પુરાણાં સુખનાં સંભારણાં સ્વપ્નવત થઈ ગયાં ? હજુ શું હરકત છે ? તું અહીં એવાને–શાહી ( રાજ-મંદિર ) માં શા માટે નથી રહેતી ? શું એક આસમાનમાં બે તેજસ્વી ગ્રહો—સૂર્ય અને ચંદ્ર પ્રકાશ નથી આપતા ? એક છોડ ઉપર શું બે પુષ્પ નથી ખીલતાં ? વ્હાલી ! તું અહીં રહે તો મને પરમાનંદ થાય."

લુત્ફુન્નિસાઃ–" શહેનશાહ ! નાનાં નાનાં ફુલ એક છોડ ઉપર ખીલે છે. પણ એક નાળ ઉપર બે કમળ નથી ખીલતાં. એક મ્યાનમાં બે તલવાર નથી રહેતી. આસમાનમાં સૂર્ય પ્રકાશ આપે છે ત્યારે ચંદ્ર અદૃશ્ય થાય છે અને ચંદ્ર પ્રકાશ આપે છે ત્યારે સૂર્ય અદૃશ્ય થાય છે. આપના સુખ નળે હું કાંટા તરિકે શા માટે રહું ? બાદશાહની મરજી છે અને બાદશાહનો આશીર્વાદ છે તો આ બંદી નવું જીવન ગુજારશે, તેમાં સુખી જ થશે, અને શહેનશાહ સલામતને હરહમેશ

દુઆ દેતી રહેશે. પાક ખુદા આપ નામવરનું ભલું કરો, અને તખ્તોતાજ ખુદા કાયમ રાખો."

એમ બોલી ગદ્‌ગદ્‌ કંઠે, અને આંસુભરેલી આંખે લુત્ફુન્નિસા પોતાના ઘર તરફ ચાલી ગઇ. જહાંગીર નીચું માથું કરીને બેસી રહ્યો. આ યવન બનેલી હિન્દુ રમણી સાથે તેણે ભોગવેલા સુખના દિવસો તેને યાદ આવ્યા. તેની આંખમાંથી પણ બે ચાર અશ્રુ ટપક્યાં.

લુત્ફુન્નિસાનું હૃદય પાષાણનું હતું. પણ તે પણ હવે કાંઇક નરમ થતું હોય એમ લાગતું હતું. તે કયો નવો માર્ગ લેવા માગતી હતી તે આપણે હવે થોડાક જ વખતમાં જોઈ શકીશું.

---

## પ્રકરણ ૬ ઠું

---

### વૈભવ શા કામનો?

---

"I charge thee, fling away ambition!"

---

"મારે ભજ મન રે!
સ્યામ સદા સુખરાશિ!"

---



ત્ફુન્નિસા પોતાના મકાનમાં આવી. તે પોતાના વસ્ત્રાગારમાં ગઈ અને પેશ્મનને ત્યાં બોલાવી પોતાનાં કિમતી અને મોંઘાં મૂલનાં સર્વ વસ્ત્રો તેણીએ કાઢી નાખ્યાં અને આનંદપૂર્વક તે પેશ્મનને આપી દીધાં અને બોલી,–" લે; આ વસ્ત્રો તું લઈ લે.

પેશ્મન અત્યંત વિસ્મય પામી અને બોલી:-" મને આવો કિમતી પોશાક આજે કેમ આપો છો ? આજના શા વધાઇના સમાચાર છે ?"

લુત્ફુન્નિસા:—" આનંદના સમાચાર છે."

પેશ્મન:—" શું મહિર–ઉન્–નિસાનો ભય ટળી ગયો ?"

લુત્ફુન્નિસા:-" હા; હવે તેના તરફની કાંઇપણ ફિકર રાખવા જેવું નથી."

પેશ્મન ખૂબ આનંદમાં આવી જઇને બોલી:—" વાહ જી વાહ ! ત્યારે હું તો બેગમની બાંદી બની !"

લુત્ફુન્નિસા:—" જો તારી એવી જ ઇચ્છા હશે તો હું તારી સુપરત મહિર–ઉન્–નિસાને કરી દઇશ."

પેશ્મન:—" એ આપ શું બોલો છો ? હમણાં તો તમે કહો છો કે મહિર–ઉન્ નિસાનો બેગમ બનવાનો કાંઇપણ સંભવ નથી."

લુત્ફુન્નિસા:—' મેં તો એમ કહ્યું નથી. મેં તો એમ કહ્યું કે હવે તેના તરફની ફિકર રાખવા કાંઇ પણ કારણ નથી."

પેશ્મન:—ત્યારે તમે દિલ્હીશ્વરી બનવાનાં જ. તેમાં સંદેહ શો?"

લુત્ફુન્નિસા—" મારે દીલ્હીની સાથે હવે જરાય નિસ્બત નથી."

પેશ્મન:—" વાહ ! બજ્યું આમ શું બોલો છો ? ત્યારે આજના ખુશાલીના સમાચાર કયા ? જરાક સ્પષ્ટતાપૂર્વક તો સમજાવો."

લુત્ફુન્નિસા:—" હું ગાંસડાંપોટલાં ઉપાડીને આગ્રાથી સદાને માટે ઉપડી જવાની ઇચ્છા રાખું છું."

પેશ્મન:—" હવે કયાં જવા ઇચ્છા રાખો છો ?"

લુત્ફુન્નિસા:—' બંગાળામાં જઇને રહીશ."

પેશ્મન:—હાય ! હાય ! આ તે આનંદના સમાચાર કે સત્યાનાશના સમાચાર !"

લુત્ફુન્નિસાઃ—"સત્યાનાશના કેમ ? હું અહીંથી દૂર દેશાવર જઇ એકાંત જીવન ભોગવી સુખી થવા માગું છું. અને બની શકે તો કોઈ ઠેકાણે લગ્ન કરવા ઇચ્છા રાખું છું."

પેશ્મનઃ–" આપ શું મારી દિલ્લગી કરો છો ?"

લુત્ફુન્નિસાઃ–" હું દિલ્લગી નથી કરતી. હું ખરેખર આગ્રાથી ચાલી જવા માગું છું. બાદશાહ પાસેથી રજા પણ લઇ આવી છું."

પેશ્મનઃ—" શું ખરી વાત ? આવો મનસુબો કેમ કર્યો ?"

લુત્ફુન્નિસાઃ—" બહુ દિવસ આગ્રામાં રહી, પણ ફાયદો શું થયો ? નાનપણથી જ મારી ઉમેદ ભારેભારે હતી. મારી મનોકામના પૂર્ણ કરવા, અંતરને આરામ આપવા, જીવનના ભોગવિલાસોમાં સુખ માણવા, અને હમેશાં પ્રફુલ્લ ચિત્તે રહેવાને ખાતર તો બંગાળા છોડીને અહીં હોંશભેર આવી હતી. મેં ધન મેળવવા, યૌવનનો ઉપભોગ કરવા, અને મનમાની મોજ માણવાને શું નથી કર્યું ?પૈસા મેળવ્યા પણ કેટલા અને ગુમાવ્યા પણ કેટલા ? મેં કયાં પાપો કરવામાં હાથ રોકયો છે ? અને જે આશા, ઉત્સાહ, અને જે સુખ મેળવવાને માટે મેં આ પ્રયત્નો કર્યા તેમાંનું કયું સુખ મને મળ્યું ? હા; મને રૂડે કે ભુંડે નામે પ્રસિદ્ધિ, કીર્તિ, ધન, એ સવ પ્રાપ્ત થયું. પ્રયત્ન કરવાથી હજુ પણ વિશેષ દોલત મેળવી શકું એમ છું. પણ તે શાને માટે ? જો તેમાં સુખ હોત તો હું સુખી ન થાત ?"

પેશ્મનઃ—" બળ્યું બાઈ ! આ એક તત્વજ્ઞાનીને છાજે એવું તમારૂં લાંબુંલચક ભાષણ સાંભળીને હું કંટાળી ગઇ. મને તો તેનું ધડ કે પૂછડું કાંઇ પણ સમજ ન પડ્યું. તમને શાનું સુખ નથી ?"

લુત્ફુન્નિસાઃ—" મને શાનું સુખ નથી અને તે કેમ નથી તે હું આટલા દિવસોમાં સમજી છું. મોગલ શાહજાદાના રંગમહાલમાં મેં ત્રણ વર્ષ ગાળ્યાં, આગ્રા અને દીલ્હીના સુપ્રસિદ્ધ અને ધનવાન

ઐયાશી ઉમરાવોને આંગળીના ટેરવા ઉપર થનથન નચાવ્યા; હિંદની સલ્તનતના રક્ષકને મારા બાહુપાશમાં લપેટયો. જેમ મીઠાઈમાં ઘી અને ખાંડ એકત્ર થાય તેમ શહેનશાહ જહાંગીરની સાથે એકત્ર થઇને ભોગવિલાસ ભોગવ્યા. કદાવર શરીરના તે સુંદર મુખને મારા અધરનું પાન પુષ્કળ વાર કરવા દીધું. આ યૌવનથી ઉભરાતા દેહને તે તરૂણ અને સુંદર શાહજાદાના ભુજયુગલમાં અનેક વેળાએ લપટાવા દીધું, પણ મને ત્યાં જે સુખ ન મળ્યું તે માત્ર ઓરિસાના રસ્તામાં એક રાત્રિએ એક વ્યક્તિની સાથેના મેળાપ અને વાતચીત માત્રથી મળી ગયું. હું ત્યારે સમજી. મારી બ્હેર મારી ગયેલી બુદ્ધિ ત્યારે ઠેકાણે આવી. મને ત્યારે જ ભાન આવ્યું કે પ્રથમ અમૃતના સરખું મીઠું પણ પરિણામે હલાહલ વિષથી ભરેલું મારૂં કહેવાતું સુખ એ સુખ નહિ પણ રૌ રૌ નર્કનાં કષ્ટોથી પણ અધિક કષ્ટ આપનાર દુઃખ છે. મારા અંતરના બંધ થયેલાં દ્વાર ત્યારે જ ઉઘડયાં, અને ત્યારે જ મને ભાન આવ્યું."

પેશ્મનઃ—"શું ભાન આવ્યું?"

લુત્ફુન્નિસાઃ—"એજ કે હું આટલો વખત સુધી હિંદુઓની પાષાણની પવિત્ર પ્રતિમા સમાન હતી. ઉપરથી સોના, ચાંદી અને મોતીના અલંકાર તથા જરીયનના જામા અને વસ્ત્રો, અને અંદર પત્થર!"

પેશ્મનઃ—"મને તો કાંઇ પણ સમજણ પડતી નથી."

લુત્ફુન્નિસાઃ—"મને કહે કે આગ્રામાં હું કોઇને ચહાતી હતી? અનેકને આ યૌવનવનમાં વિહાર કરવા દીધો, ભ્રષ્ટ કુસુમનો અનેક વિલાસપ્રિય ભ્રમરોને ઉપભોગ કરવા દીધો. પણ મને કહે કે કોઇ તરફ મારૂં દિલ ખરેખરી રીતે દોડયું છે?"

પેશ્મનઃ—"શહેનશાહ જહાંગીર!"

લુત્ફુન્નિસાઃ—"ગાંડી રે ગાંડી! તને કદાચ એમ લાગતું હશે. પણ તેના તરફ મારૂં દિલ દોડતું ન હતું. તેની સમૃદ્ધિ, તેના ઐશ્વર્ય

અને તેના સિંહાસનને લીધે શાહજાદા સલીમ તરફ આ ચંચળચિત્ત આકર્ષાતું હતું અગર જો શાહજાદો સલીમ રસ્તાનો રખડતો ભિખારી હોત તો આપણા બારણા આગળથી ભીખ માગતો પણ અટકાવવાને આપણે તૈયાર થાત. શું આનું નામ તે દિલ આકર્ષાયું કહેવાય? આનું નામ પાક પ્યાર કહેવાય? ના, ના, પેશ્મન! તે પાક પ્યાર નહિ પણ રૂપનું લીલામ છે; યૌવનની હરરાજી છે; પ્રેમનો વિક્રય છે; અને દેહનો સટ્ટો છે!"

પેશ્મનઃ—"ત્યારે હજુ પણ શું વહી ગયું છે! ભૂલ્યાં ત્યાંથી ફરીથી ગણો. હજુ પણ કોઇને પ્યાર કાં નથી કરતાં?"

લુત્ફુન્નિસાઃ—"તેમ કરવાની તો ઇચ્છા જ છે. તે માટે તો આગ્રાને છેલ્લા પ્રણામ કરીને જવા માગું છું. તે ધામ કે જ્યાં મારી કીર્તિનો રૂડી કે ભુંડી રીતે ડંકો વાગી રહ્યો હતો, જ્યાં અદના કે આલા આ દેહને, કોઇ મારા યૌવનના જોરે, કોઇ મારા દ્રવ્યના જોરે, તો કોઇ મારા દોરદમામમાં અંજાઇને પોતાનો કાંઇ સ્વાર્થ સાધવા મારી સાથે નમનતાઇથી ચાલવા તત્પર હતા, તેને હવે હું છેલ્લી સલામ કરીને તેનો સદાને માટે ત્યાગ કરવા ઇચ્છું છું."

પેશ્મનઃ—"ત્યારે એટલા માટે ઠેઠ બંગાળામાં જઇને શાં કામ બળ્યાં છે? આગ્રામાં જ કોઇ મનની મુરાદ બર લાવે એવો ખુબસુરત ખાવિંદ શોધી લોને? હાલ પણ તમને ચાહે છે તેમાંથી કોઇકને કાં પસંદ નથી કરી લેતાં? અને વળી બધાય કરતાં તમને અંજલના ફિરસ્તાની માફક પૂજનાર શહેનશાહ જહાંગીરને શા માટે છોડી દો છો? મોગલ સમ્રાટની પ્રિયતમાને રૂપ, ધન, ઐશ્વર્ય, સર્વ સુલભ હોય છે; મોગલ રંગમહેલમાં શાની ખોટ હોય છે?"

લુત્ફુન્નિસાઃ—"હોય છે; પેશ્મન! હોય છે. તું તે નહિ સમજી શકે. એટલે એ બાબતમાં તારી સાથે વિવાદ કરવો વૃથા છે. પણ ભલા, મને જરા બતાવ તો ખરી કે સ્વર્ગમાં સૂર્ય, ચંદ્ર અને દેવતાઓનો

વાસ છતાં જળ કેમ સ્વર્ગની રમણીય ભૂમિ છોડીને નીચે પૃથ્વી તરફ પડે છે ? કાં નહિ મેઘનું જળ સ્વર્ગમાં જ રહેતું ? "

પેશ્મનઃ—" તે તો મને શી ખબર પડે ? તમે જ કહોને. "

લુત્ફુન્નિસાઃ—" વિધિના લેખ, મારી પેશ્મન ! કિસ્મતની કરામત અજબ છે ! "

પેશ્મનને લુત્ફુન્નિસાએ બધી વાત સમજાવીને કહી નહિ. વાચકોને પણ તે હાલ જાણવાની જરૂર નથી. તે આપોઆપ જણાશે. હાલ તો વાચકો એટલું જોઇ શકયા હશે કે જ્વાળામુખી પર્વતના ફાટવાથી જેમ પાષાણનો પણ રસ થઇ જાય છે, તેમ લુત્ફુન્નિસાના હૃદયમાં જ્વાળામુખી સળગ્યો હતો, અને તેનું પાષાણરૂપી કઠણ હૈયું પણ પીગળવા લાગ્યું હતું.

---

## પ્રકરણ ૭ મું

---

### " બની પ્રેમની જોગણ, પિયુને શોધવા ચાલી ! "

---

" काया तन जरु प्रान सवैं सौंपौ कर तेरे ।
राजभोग बलि भोग करो हाहा बर मेरे ॥
—बीराकूना काव्य ।

---



જે તરમાં બી રોપવાથી તેનો ફણગો ફુટે છે. તે વેળાએ કોઇ તે તરફ ધ્યાન આપતું નથી. પણ ત્યાં આગળ બીનો રોપનાર હોય કે ન હોય પણ અંકુરની વૃદ્ધિનું કાર્ય તો થયાજ કરે છે. અંકુરમાંથી વૃક્ષ શરૂ થાય છે. ધીમે ધીમે તે અર્ધો

હાથ, એક હાથ અને પછી તેથી વધારે એમ વધ્યે જાય છે અને વખતના વહેવા સાથે એક મોટું વૃક્ષ બની જઈ આજુબાજુનાં નાનાં ઝાડવાઓને નષ્ટ કરે છે તથા મજબૂતીથી પોતે ટટ્ટાર ઉભું રહે છે.

લુત્ફુન્નિસાનો પ્રેમ આવી રીતે વધ્યો હતો. પહેલાં એક વખત જેની ઉપર તેનો પ્રેમ બંધાવાનો હતો તેનાં દર્શન થયાં. પણ તે વેળાએ પ્રણયનું બી હૃદયક્ષેત્રમાં રોપાયું છે એવું તે સમજી ન શકી. વખત જતાં તે બીજને ફણગા ફુટવા લાગ્યા. ફરીથી તે પ્રણયમૂર્તિ સાથે સાક્ષાત્કાર ન થયો, પણ હૃદયપટ ઉપર તે મુખમંડળ તો કોતરાઇ ગયેલું જ હતું. તેથી રાત્રિદિવસ તે વ્યક્તિનું ધ્યાન ધરવા લાગી. તે વ્યક્તિનાં ફરીથી દર્શન કરવાની તેણીની તીવ્ર અભિલાષા થઈ. તે વ્યકિતનાં દર્શન અને તેના સમાગમમાં આવવાને ખાતર દિલ્હીનું સિંહાસન પણ તેણીને તૃણવત્ લાગવા માંડયું. રાજ્ય, રાજધાની, અને રાજસિંહાસન એ સર્વને છોડીને તે પ્રિયજનનાં દર્શનને માટે દોડી. તે પ્રિયજન નવકુમાર હતો.

આ જ કારણથી લુત્ફુન્નિસા મહિર–ઉન્–નિસાની નિરાશ કરી નાખનારી વાતથી વિશેષ દીલગીર નહોતી થઇ. તે જ કારણથી આગ્રામાં આવીને પોતાની સમૃદ્ધિનું રક્ષણ કરવાની તેણીએ દરકાર કરી નહોતી. તે જ કારણથી તે હંમેશને માટે બાદશાહથી દૂર થઇ હતી, અર્થાત્ રાજપાટનાં સર્વ સુખસમૃદ્ધિ અને ઐશ્વર્યનો ત્યાગ કરી, પ્રેમની જોગણ બનીને લુત્ફુન્નિસા ઉર્ફે પદ્માવતી પિયુને શોધવા નીકળી હતી.

લુત્ફુન્નિસા સપ્તગ્રામમાં આવી. સપ્તગ્રામના સરિયામ રસ્તા ઉપરના નદી કિનારે આવેલા એક સુંદર ઘરમાં તેણે પોતાનો વાસો કર્યો. રસ્તે જનારા આવનારા લોકો જોઇને વિસ્મય પામવા લાગ્યા કે એકાએક આ ઘર સોનાચાંદીના દાગીના અને કીમતી પોશાકથી શોભી રહ્યું છે. ઘરના દરેક ખંડની સજાવટ અતિ મનોહર હતી.

અત્તર, સુગંધી તેલો, ગુલાબજળ, કેવડાનું જળ વગેરે સુગંધી જળ, પુષ્પની માળાઓથી બધું ઘર બ્હેંબ્હેક થઈ રહ્યું હતું. સોના, રૂપા, હાથીદાંત વગેરેની બનેલી જુદી જુદી ગૃહશૃંગારની વસ્તુઓ આકર્ષક રીતે સર્વ સ્થળે ગોઠવી દીધેલી જોવામાં આવતી હતી.

ભલા વાચનાર! એક યુવતીના ગૃહમાં તે એકાંતમાં બેઠેલી હોય ત્યાં જવું એ સભ્ય ગૃહસ્થોનું ભૂષણ નથી. પણ વાર્તા લખનારને તો ત્યાં જવાની પણ છુટ છે, અને તેણીના વિચાર જાણવાની પણ છુટ છે. આ જ હક્ક તેના વાચકોને પણ પ્રાપ્ત થયેલો જ હોય છે. આવા અમૂલ્ય હક્કો વાર્તા લખનાર અને વાંચનારને મળેલા છે તેનું કારણ એ છે કે તેમને તો કલ્પનાના પ્રદેશમાં વિહાર કરવાનું છે. એટલે આપણને કોઇ પણ સ્થળે જવામાં વાધો આવે એમ નથી. આમ બાબત હોવાથી ઉપર વર્ણવેલા ઘરના એક સુંદર કમરામાં નીચું મુખ કરીને બેઠેલી લુત્ફુન્નિસાની પાસે અમે વાચકોને અત્યારે લઇ જવા માગીએ છીએ.

અત્યારે અંદરના ઓરડામાં લુત્ફુન્નિસા બેઠી હતી અને થોડેક દૂર એક આસન ઉપર નવકુમાર બેઠેલો હતો. લુત્ફુન્નિસાનો નવકુમારના સમાગમમાં આવવાનો જે મનોરથ હતો તેમાં તે કેટલે અંશે સફળ નિવડી હતી તે વાચકોને નીચેના વાર્તાલાપ ઉપરથી સમજાશે.

નવકુમાર બોલ્યોઃ–"ત્યારે હવે હું જાઉં છું. ફરીથી મને ન બોલાવશો."

લુત્ફુન્નિસાઃ–"હમણાં ન જાઓ! જરાક થોભો! જરાક થોભો! મારૂં કહેવું હજુ પુરૂં નથી થયું. મને કૃપા કરીને સાંભળી લો."

નવકુમાર કાંઈ પણ બોલ્યાચાલ્યા વગર આસન ઉપર પાછો જઈને બેઠો. થોડીક વાર થઈ પણ લુત્ફુન્નિસા કાંઈ પણ બોલી નહિ. થોડીક વાર રહીને નવકુમાર બોલ્યોઃ–"તારે કહેવાનું હતું તે તેં કહી દીધું. હવે મને તું શું વધારે કહેવાની છે?"

લુત્ફુન્નિસાએ કાંઈ પણ જવાબ ન આપ્યો. તે બોલ્યા ચાલ્યા સિવાય રડવા લાગી.

આ જોઈને નવકુમાર ઉઠીને ઊભો થઇ ગયો. લુત્ફુન્નિસાએ રડતાં રડતાં નવકુમારના વસ્ત્રનો છેડો પકડી લીધો. નવકુમાર ગુસ્સે થઈને બોલ્યોઃ–" શું છે ? કહેને ? "

લુત્ફુન્નિસાઃ—" તમારે શું જોઇએ છિએ ? પૃથ્વીમાં શું તમને કોઈ ચીજ પણ જોઈતી હોય એમ નથી જણાતું ? ધન, સંપત્તિ, માન, પ્રણય, રંગ, રહસ્ય, વગેરે પૃથ્વીમાં જે સુખનાં સાધનો કહેવાય છે તે તમામ હું તમને આપીશ; અને તેનો બદલો મારે કાંઈપણ નથી જોઇતો. માત્ર તમારી દાસી બનીને રહેવા માગું છું. તમારી પત્ની બનવાનું ગૌરવ પ્રાપ્ત કરવાની પણ મને અપેક્ષા નથી. માત્ર તમારી દાસી જ બનવા ઇચ્છું છું. મારી એ મનોકામના કાં પૂર્ણ નથી કરતા ? "

નવકુમારઃ—" હું ગરિબ બ્રાહ્મણ છું. આ જન્મમાં ગરિબ બ્રાહ્મણ જ રહેવા માગું છું. તારી દીધેલી સંપત્તિ અને ધનને લઇને યવન અબળાનો યાર બનવાની મારી ઇચ્છા નથી ! "

યવન અબળાનો યાર ! નવકુમાર હજુ સુધી નહોતો જાણતો કે લુત્ફુન્નિસા તે તેની એક વખતની પત્ની પદ્માવતી છે. નવકુમારે તેણીને છેક નાનપણમાં જોયેલી હતી. ત્યારની અને આજની પદ્માવતીમાં આસમાનજમીનનો તફાવત પડી ગયેલો હતો. એટલે નવકુમાર તેને ન ઓળખી શકે એ સ્વાભાવિક હતું. લુત્ફુન્નિસા નીચું મ્હોં કરીને રડવા લાગી. નવકુમારે ધીમેથી પોતાના વસ્ત્રનો છેડો તેના હાથમાંથી તાણી લીધો. લુત્ફુન્નિસાએ ફરીથી તે પકડી લીધો. તે અતિશય રૂદન કરતી કરતી બોલીઃ–" ઠીક, જ્યારે મારા કર્મમાં એટલું પણ સુખ નથી ત્યારે તે પણ જવા દો. મારી ચિત્તવૃત્તિઓને હું ભગીરથ પ્રયત્ન કરીને પણ કાબુમાં રાખવા પ્રયત્ન કરીશ. પણ તમારી પાસે માત્ર એટલી જ વિનંતિ કરૂં છું કે બીજું કાંઈ નહિ તો માત્ર દરરોજ આ રસ્તેથી જવાની, અને તેમ કરીને આ દાસીને દર્શન દેવાની કૃપા કરશો ? એટલાથી પણ હું સંતોષ માની લઇશ. "

નવકુમાર:-"તું યવન અબળા છે, મ્લેચ્છ છે, પરસ્ત્રી છે. તારે ને મારે સંબંધ ન જ હોઈ શકે. તારી સાથે આ પ્રમાણે વાત કરવી એ પણ મહા પાપનો વિષય છે. એટલે હવે તારી અને મારી મુલાકાત કદિ નહિ થાય—ન જ થવી જોઈએ."

લુત્ફુન્નિસા ક્રોધ, નિરાશા, અને અપાર કષ્ટથી નવકુમારના સામું જોઇ રહી. તેણી જરાક આઘી ખસી અને બોલી:-" ઠીક; જાઓ !"

નવકુમાર જવા લાગ્યો. બે ચાર પગલાં આગળ વધ્યો એટલામાં તો મૂળમાંથી ઉખડી પડેલા વૃક્ષની માફક લુત્ફુન્નિસા તેના પગ આગળ લાંબી થઈને પડી અને પોતાના હાથ વડે નવકુમારના પગને બાઝી પડીને, મ્હોં ઉંચું કરી અત્યંત કરૂણ અને દુ:ખમય સ્વરથી બોલવા લાગી:-" રે નિર્દય નવકુમાર ! તમારે માટે તો મેં આગ્રાના ઐશ્વર્યને લાત મારી છે. ભરતખંડના સિંહાસનને ઠોકરે માર્યું છે. આવી રીતે હજારોને મારા પગ આગળ પડેલા પાછા વાળ્યા છે. જરાક તો દયા કરો ! મને ન તલસાવો ! મારો ત્યાગ ન કરો ! મારી નજીવી વિનંતિનો સ્વિકાર કરો ! મને જીવતદાન આપો !"

નવકુમાર:—"તું ફરીથી આગ્રા જા. મારી આશા છોડી દે.—હું ગરિબ બ્રાહ્મણ અને તું યવન સમૃદ્ધિશાળી સુંદરી ! મારે અને તારે કાંઈ પણ સંબંધ રાખવો ઈષ્ટ નથી. માટે મને છોડી દે !"

તીરની માફક ઉભી થઇને ગર્વપૂર્વક પણ દુ:ખમિશ્રિત સ્વરથી લુત્ફુન્નિસા બોલી:-" આ જન્મમાં તો નહિ જ ! આ જન્મમાં તમારી આશા નહિ છોડું." આ વેળાએ લુત્ફુન્નિસાની કાન્તિ તેજસ્વી લાગતી હતી. તેના કપાળ ઉપરની રેશાઓ તરી આવેલી હતી. અતિશય ઉશ્કેરાટથી તેના ગુલેલાલા સરખા ગુલાબી ગુલેરૂખસાર ઉપર ગુલાબસમી રતાશ મનોહર શોભા આપી રહી હતી. તસતસતા કમખાની અંદર છૂપાયલું હૃદય હાંફી રહ્યું હતું, અને લુત્ફુન્નિસા અત્યારે અપાર રૂપવતી લાગતી હતી. તેની આંખોમાંથી અત્યારે અંગાર ઝરતા હતા. પોપટની ચાંચ જેવી કોમળ નાસિકા અત્યારે ક્રોધના પ્રબળ આવેગને

લીધે ફુલેલી હતી. તેનું આખું અંગ ક્રોધથી થરથર કંપતું હતું. છેડાયલી નાગણુ જેમ ફેણુ માંડીને ક્રોધથી જોઈ રહે તેમ જોઈને લુત્ફુન્નિસા બોલીઃ—" નિર્દય અને પાષાણુ હૃદયના નવકુમાર ! નહિ છોડું ! નહિ છોડું ! ! આ જન્મમાં તમારી આશા નહિ છોડું ! !"

આ વખતે લુત્ફુન્નિસાના મ્હોં પર જે વિલક્ષણુ છટા દેખાતી હતી તે જોઇને નવકુમાર અચાનક સ્તંભિત થઈ ગયો. તેને કાંઈક વાત યાદ આવી. એક વેળાએ પ્રણયકલહને લીધે પોતાની પ્રથમ પત્ની પદ્માવતીને નવકુમાર ક્રોધમાં આવીને પોતાના શયનાગારમાંથી કાઢી મૂકવા તૈયાર થયો હતો ત્યારે તે નાની બાલિકાના મુખ પર તેણે આ ક્રોધની છટા જોઈ હતી. અત્યારે તેને તે યાદ આવ્યું. આ રમણી બાલ્યકાળની પદ્માવતીને મળતી આવતી હોય એમ લાગતું હતું. નવકુમાર શંકાશીલ ચિત્તે અને કંપતે સ્વરે બોલ્યોઃ—" અરે ! તું કોણ છે ? તારૂં હાલનું નામ લુત્ફુન્નિસા, પણ તારૂં મૂળ નામ શું ?"

લુત્ફુન્નિસાઃ—" મારૂં મૂળ નામ પદ્માવતી, અને મારી સામે જે નિર્દય અને પાષાણુ હૃદયનો પુરૂષ—નવકુમાર—ઉભો છે તે મારો પહેલાંનો પતિ ! "

એમ બોલીને લુત્ફુન્નિસા હૃદયના અતિશય આવેગને લીધે ત્યાં જ ધરણી ઉપર ઢળી પડી. નવકુમારના હૃદયમાં ભયંકર ઉત્પાત મચી રહ્યો. અણુમાન્યા ચિત્તે તે પણુ ત્યાંથી ચાલ્યો ગયો.

---

## પ્રકરણુ ૮ મું

---

### યુક્તિપ્રયુક્તિ.

---

" I am settled, and bent up,
Each corporal agent to this terrible feat."
" Macbeth. "—Shakespeare.



તે દિવસના બનાવ પછી એ ત્રણ દિવસ સુધી લુત્ફુન્નિસા ઘરની બારી આગળ પણ ન બેઠી. તેને ન ખાવાનું ભાવતું કે ન પીવાનું, રાત્રે નિંદ્રા નહોતી આવતી અને જાગૃતાવસ્થામાં આરામ નહોતો. આવી રીતે તે ચારે બાજુએથી અકળાવા લાગી, ઇશ્કની આગમાં ભુંજાવા લાગી. તે આખો દિવસ વિચાર કર્યા કરતી. ઘડીકમાં હસતી તો ઘડીકમાં રડતી. કાંઇક કામ કરવા મંડી જતી તો ઘડીકમાં મૂઢ જેવી પડી રહેતી. તેણીને એક પ્રકારની ઉન્માદ અવસ્થા લાગુ પડી હતી એમ કહીએ તોપણ ચાલે. તેણીએ પુષ્કળ વિચારને અંતે હવે કયો માર્ગ લેવો તે નક્કી કર્યું. વિચાર કર્યા બાદ તેના જીવને કાંઇક શાંતિ વળી.

ત્રીજે દિવસે સંધ્યાકાળે તેણીએ ભોજન કરી લીધું. પછી તે પોતાના વસ્ત્રાગારમાં ગઈ અને ત્યાં પેશ્મનને બોલાવીને વસ્ત્રો પહેરવા લાગી. આ વખતનો તેણીનો પોશાક ખરેખર અદ્ભુત જ હતો. સ્ત્રી પહેરે એવું એક પણ વસ્ત્ર તેણે નહોતું પહેર્યું. એક બ્રાહ્મણ યુવકના જેવો પોશાક તેણીએ પહેરી લીધો. હાથ, પગ, આંખ, નાક, કાન વગેરે પર પહેરેલા દાગીના ઉતારી નાખ્યા. પોતાનો લાંબો કેશરાશિ માથા ઉપર છુટો મૂકી દીધો. પોતાનું ઉન્નત વક્ષઃસ્થળ એક કસકસતા પહેરણ અને તેની ઉપર ખુબીબંધ પહેરેલા બનાતના લાંબા ડગલા તળે તે ખુબીથી છૂપાવી શકી હતી. ગળા ઉપર કાશ્મીરી શાલ નાખીને જભ્ભા ઉપર તે લટકતી રાખી હતી કે જેથી વક્ષઃસ્થળનો ભાગ ઘણી જ ખુબીથી છૂપાવી શકાય. બારિક ધોતીયું પહેરી પગરખાં તેણીએ ધારણ કરી લીધાં. બરોબર પોશાક પહેરી રહ્યા પછી તેણે પેશ્મનને પૂછ્યું:–" કાં પેશ્મન ! હવે હું કેવી લાગું છું ?

પેશ્મનઃ–" ગુસ્તાખી માફ ! પણ બીબી સાહેબ ! પાક ખુદાના

કસમ ખાઈ ને કહું છું કે જો આપ કોઇક પુરૂષ હોત અને અત્યારના વેશમાં હોત તો હું ઓય કરતી કે આપને ભેટી પડત ! અને મારે ગળે લગાવી લેત ! અત્યારે આપને આપનાં અમ્માજાન પણ પીછાણી શકે એમ નથી."

લુત્ફુન્નિસાઃ–" હશે ! મને પુરૂષ બનાવીશ ત્યારે પાછો કોઇક શોધી રાખ્યો હશે તેની બિચારાની શી દશા થશે ? પણ જો; હવે ધ્યાન આપ, મારી સાથે કોઇ પણ નોકર ચાકરની જરૂર નથી. માટે કોઈ પણ સાથે ન આવે એવો બંદોબસ્ત તારે કરવો."

પેશ્મન સંકોચાઇને બોલીઃ–" કસુર માફ કરો તો એક વાત પૂછું."

લુત્ફુન્નિસાઃ–" બોલ."

પેશ્મનઃ–" આપ કરવા શું ધારો છો ?"

લુત્ફુન્નિસા આંખમાંથી અગ્નિ વરસાવીને બોલીઃ–" શું કરવા ધારૂં છું ? મારા સુખમાં કંટક રૂપ બનારી કપાલકુંડલાને તેના પતિથી જુદી કરવા ધારૂં છું. નિર્દય નવકુમાર ત્યારે જ મને ચહાતો થશે !"

પેશ્મનઃ–" બીબી સાહિબા ! પુષ્કળ વિચાર કરવો ઘટે છે. કાળી અંધારી માઝમ રાત, જંગલના પ્રદેશમાં જવાનું અને તે પણ આપનાં જેવાં ખુબસુરત ઓરતને તદ્દન એકલાં. બહુજ સંભાળથી કામ લેવાવું જોઇએ છિએ."

લુત્ફુન્નિસાઃ–" હું મારૂં કામ સમજું છું." એમ બોલીને તે ઘરની બહાર નીકળી અને સપ્તગ્રામના જે નિર્જન રસ્તે થઈને નવકુમારના ઘરની બાજુમાં થઇને ગાઢ જંગલમાં જવાનું હતું તે માર્ગે તે ચાલી.

નવકુમારના ઘર આગળથી જતાં જતાં તેણે તે ઘર તરફ દષ્ટિ ફેંકી. નવકુમારનો કમરો દિવાના પ્રકાશથી જળહળી રહ્યો હતો. અટારી આગળ કપાલકુંડલાના ખભા ઉપર હાથ મુકીને નવકુમાર

ઉભો હતો તે ત્યાંથી ઝાંખુ ઝાંખું જણાતું હતું. લુત્ફુન્નિસાના હૃદયમાં હોળી સળગી ઉઠી. હાય ! આજ ગૃહમંદિરમાં એક વેળાએ તે મહાલતી હતી. આવી જ રીતે બાલપણમાં ઘણીએ વાર નવકુમાર તેની સાથે પણ ઉભો રહ્યો હતો. અફસોસ ! અફસોસ ! ! ક્યાં ગયા તે સુખી દિવસો ? દર્દમંદ દિલથી ઉષ્ણ નિશ્વાસ નાખતી લુત્ફુન્નિસા ત્યાંથી ચાલી ગઈ. તેણે જંગલમાં પ્રવેશ કર્યો. ત્યાં એક વિશાળ વૃક્ષના થડને અઢેલીને તે બેઠી અને હવે શો માર્ગ લેવો તેનો વિચાર કરવા લાગી. બહુ વાર વિચાર કર્યો પણ કાંઇ રસ્તો ન જડયો. એટલામાં અચાનક જંગલમાં ઘણે દૂર તેને અજવાળું નજરે પડયું.

હાલના જમાનાની ઉંદર, વંદા કે કસારીથી ભડકીને ભાગી જનારી સ્ત્રીઓના જેવો લુત્ફુન્નિસાનો સ્વભાવ નહોતો. તેણીએ તો દેશ ખાઈને દરવાજા કોટે બાંધેલા હતા. તે સાહસિક સ્વભાવની હતી. તેને ભડકા જોઇને ભૂતપ્રેતની ધારતી ન લાગી, પણ તે શું હશે તેનું કારણ શોધવા તેણી તે બાજુએ ચાલી.

થોડાક વખતમાં તે જંગલમાં ઘણે દૂર આવી પહોંચી. હવે અજવાળું સ્પષ્ટ જણાતું હતું. એક ઝાડના ઓથે છૂપાઈને લુત્ફુન્નિસા જોવા લાગી. તેણીએ જોયું કે જે અગ્નિ ભડભડ બળી રહ્યો હતો અને જે શબ્દ સંભળાતા હતા તે મંત્રોચ્ચારના હતા. મંત્રની અંદર લુત્ફુન્નિસાએ અમુક એક વ્યક્તિનું નામ બોલાતું સાંભળ્યું અને તે ચમકી. તેણીએ મનમાં કાંઇક નિશ્ચય કર્યો. તે તરત જ ત્યાંથી હિમ્મતથી બહાર આવી અને અગ્નિમાં જે આદમી આહૂતિ આપી મંત્રોચ્ચાર કરતો હતો તેની પાસે તે જઇને બેઠી.

ભલા વાંચનાર ! તેને ત્યાં બેસવા દો. યુક્તિપ્રયુક્તિ કરવા દો. આપણે હવે લાંબે વખતે જરાક કપાલકુંડલા તરફ નજર કરીએ કે તેની શી ખબર છે ?



## પ્રકરણ ૯ મું.

### કલહનો પ્રારંભ

" હિતુ જનની શિખ કેરૂં,
કટુ ભાષણ છે ખરૂં;
તોય તે ઉપકાર માટે,
વેર શું કરવા કરૂં ? "



લુત્ફુન્નિસા પહેલી વાર નવકુમારને મળીને આગ્રા ગઇ હતી અને ત્યાંથી અત્રે પાછી આવી હતી. તેટલો પ્રવાસ આજે આપણને કરવા ઇચ્છા થાય તો વધારેમાં વધારે ત્રણથી ચાર દિવસનું કામ છે. પણ તે વખતે તેમ નહોતું. ત્યાં જઇને પાછા આવવામાં તથા ત્યાંની બધી તૈયારી કરીને આગ્રા સદાને માટે છોડીને સપ્તગ્રામમાં આવી ઠરીઠામ થવામાં પદ્માવતીનો એક વર્ષથી અધિક સમય વીતી ગયો હતો. તે જ પ્રમાણે તેટલો જ વખત કપાલકુંડલાને ગૃહસ્થાશ્રમી બન્યાને પણ વીત્યો હતો. જે રાત્રિએ લુત્ફુન્નિસા જંગલમાં જઇને પેલા મધરાત્રિએ યજ્ઞ કરનાર ભયંકર મનુષ્ય સમીપ જઈને બેઠી હતી તે રાત્રિએ કપાલકુંડલા સ્હેજ અણગમતા દિલે પોતાના શયનાગારમાં બેઠી હતી. અમે ખુલ્લા કેશરાશિ મૂકી જંગલમાં અહીં તહીં અને સઘળે સ્હેજ પણ સંકોચ વિના ભ્રમણ કરતી, અને આભૂષણના નામનિશાન સિવાયના પહેરવેશવાળી કપાલકુંડલાને વાચકોને બતાવી છે. તે કપાલકુંડલા અને અત્યારની કપાલકુંડલામાં આસમાનજમીનનો ફેર છે. કપાલકુંડલાને નહોતું ગમતું છતાંએ પતિદેવને પ્રસન્ન રાખવાને, સાસુજીનાં

તથા શ્યામાસુંદરીના ચિત્તને આનંદ આપવાને અને ગૃહસ્થની પત્ની તરીકેની પોતાની ફરજો અદા કરવાને, ગૃહિણીને અને નવવધૂને શોભે એવા તમામ અલંકારો તેણે અંગ ઉપર ધારણ કર્યા હતા. ઘુટણ સુધી લટકતો અને સ્વેચ્છાપૂર્વક વિહાર કરતો તેનો મુક્ત કેશ-રાશિ હવે વેણીગુંથનરૂપી બંધનમાં બંધાઈને એક પ્રકારે કેદની શિક્ષા ભોગવી રહ્યો હતો. એટલુંજ નહિ પણ તે ત્યાંથી પણ નાસી ન જાય તે માટે હીરામોતી જડેલા સોનાનાં ફુલ વગેરે તેની આજુ-બાજુ આભૂષણ તરીકે બાંધી લેવામાં આવ્યાં હતાં! વેણીરચનામાં પણ ચતુર ચપળાની ચપળતા સ્પષ્ટ દેખાઇ આવતી હતી. જેમ એક ચાલાક શિલ્પી અતિશય કાર્યકુશળતાથી પત્થર અગર એવીજ વસ્તુને કોતરીને અંદર ઝીણામાં ઝીણું કામ કરે છે તેવી રીતે કપાલકુંડલાના વાળ હોળવામાં પણ શ્યામાસુંદરીની ચતુરાઈ દીસી આવતી હતી. તેની પાછળ બંધાયલા અંબોડામાં સોનાના દાગીના ઉપરાંત પુષ્પની માળાઓ શોભા અને સુગંધ આપી રહી હતી. અત્યારે જંગલમાં આપણે જે કપાલકુંડલાનું દિવ્ય સ્વરૂપ જોતા હતા તેનાથી જુદા જ પ્રકારનું પણ તેવી જ રમણીયતા ધારણ કરેલું તેનું સૌંદર્ય જોઈ શકતા હતા. માથામાં સંભાળપૂર્વક વાળ ગુંથી લેવામાં આવ્યા હતા છતાં પણ કેટલીક વાળની નાની નાની લટો કપાલકુંડલાના કપોલપ્રદેશ ઉપર ફેલાઈને અડપલાં કરી રહી હતી અને તે ચક્ષુને અતિશય આનંદ આપતી હતી. આ પ્રસંગે કપાલકુંડલાનું સ્વરૂપ, એક ઉર્દુ કવિએ વર્ણન કરેલા માશુકના સ્વરૂપને તદ્દન મળતું આવતું હતું.

"અલક મુબારક તિય બદન, લટકી યોં પરી સાફ,"
"મદન બીન મુનશી મદન, લિખ્યો કાફ પર કાફ!"

અર્થાત્ માશુકના ગુલાબી રૂખસારો ઉપર જે વાળની લટ ફેલાઇ રહેલી હતી તે જાણે સાક્ષાત મદન દેવે તે રમણીના રમણીય કપોલ પ્રદેશ પર સ્વહસ્તે "કાફ" નામનો ઉર્દુ અક્ષર લખ્યો હોય એવું ભાસતું હતું! તેના કાનોમાં કર્ણફુલ અથવા હાલની પ્રણાલિકા

પ્રમાણે કહેવાતાં ઇયરરી-ગઝ (!) શોભી રહ્યાં હતાં. ગળામાં હીરા મોતીની એક માળા તથા કીડીયાસેર અને એવા જ બીજા અલંકારો પડયા હતા, કપાલકુંડલાએ અત્યારે સફેદ વસ્ત્ર પહેર્યું હતું.

કપાલકુંડલાના શયનાગારમાં તે એકલી નહોતી બેઠી પણ તેની સાથે બીજી એક વ્યક્તિ બેઠેલી હતી. તે વ્યક્તિ બીજી કોઇ નહિ પણ તેની નણંદ શ્યામા હતી. કાર્યવશાત્ નવકુમાર અત્યારે તે દિવાનખાનામાંથી બહાર ગયેલો હતો. બન્ને જણાં અંદર અંદર ચુપ-ચુપ કાંઇક વાતો કરતાં હતાં. તે વાર્તાલાપ કપાલકુંડલાના ભાવિનું નિરાકરણ કરવામાં સાધનરૂપ હોવાથી અમે તેનો કેટલોક ભાગ નીચે આપીએ છીએ.

કપાલકુંડલા:-" શ્યામા ! તમારા પતિ કેટલા દિવસ સુધી અહીં રહેશે ?"

શ્યામા નિશ્વાસ નાંખીને બોલી:-" કાલે ત્રીજા પહોરે તો એ ચાલ્યા જશે. બળ્યું બ્હેન ! મારો તે કાંઇ અવતાર છે ? જો આજે રાત્રે પેલી ઔષધિ ચુંટી રાખી હોત તો તેમને વશ કરીને માનવજીવન સાર્થક કરત; સ્વામીસંગે સુખમાં મ્હાલત, અને એમને સદાને માટે મારા બનાવત. કાલે રાત્રે બહાર ગઈ હતી, પણ કાંઇ જોગ ખાધો નહિ. આજે હું શી રીતે ઔષધિ લઈ આવું ?"

કપાલકુંડલા:-" શું દિવસે એ ઔષધિ લાવી ના શકાય ?"

શ્યામા:-" બળ્યું બ્હેન ! વશીકરણ વિદ્યાના જંતરમંતર જ જબરા ! દહાડે તોડીએ તો ઔષધિ ફળે નહિ અને સ્વામી વશ થાય પણ નહિ ! એ તો બરોબર મધરાતે માથાના વાળ છુટા કરીને જંગલમાંથી ઔષધિને તોડી લાવવી પડે. એટલે મારાથી નહિ જ જવાય. એ તો બધું મનનું મનમાં રહી ગયું. કાલે એ ચાલ્યા જશે, એટલે મારી દશા તો ' કાકા કયાં, તો જ્યાંના ત્યાં " એવી જ થઇ રહેશે. બળ્યું ! બાયડીના તે કાંઇ અવતાર છે ?"

કપાલકુંડલા:-" હશે બ્હેન ! ગભરાશો નહિ. હું એ ઔષધિને

ઓળખું છું, અને જંગલમાં જે જગ્યાએ એ છોડ આવેલો છે તે જગ્યા મેં દીઠી છે. એટલે તમે ન આવશો. તમારા વતી હું જઈને ઔષધિ તોડી લાવીશ. બધું ખમાય, પણ તમારૂં દુઃખ મારાથી કેમ ખમાય ?"

શ્યામા વાત બદલીને વિનોદ કરતી બોલી:-" મારૂં દુઃખ નથી ખમાતું ત્યારે નવકુમારનો વિયોગ ખમાય કે ? !"

કપાલકુંડલા:-" એ તો કોણ જાણે ! પણ એટલું તો ખરૂં કે હવે ઘણા દિવસનો સહવાસ થયો એટલે એમના વગર ચેન તો ન પડે ! "

શ્યામા:-" અરે ! તું જોજે તો ખરી કે હજુ બે ત્રણ વરસ જશે ને પછી તો તું મારા ભાઇને એક ઘડીએ આઘા નહિ ખસેડે! પણ બ્હેન ! મારે માટે તને મધરાતે જંગલમાં એકલી અટુલી શી રીતે મોકલાય ? તું જંગલમાં ન જઇશ. મારા કરમમાં દુઃખ ભોગવવાનું લખ્યું હશે તે સુખ ક્યાંથી થશે ?"

કપાલકુંડલા:-" એમ નિરાશ થવાનું કાંઈ કારણ નથી. તમે જાણો છો તો ખરાં કે હું જંગલમાં જ ઉછરીને મોટી થયેલી છું. જંગલમાં ફરવું એ તો હું જાણે ઘરની ગચ્છીમાં ફરતી હોઉં એવું મને લાગે છે. જરી વિચાર તો કરો કે મને જંગલમાં ફરવાની ટેવ ન હોત તો તમારા ભાઇને હું જંગલમાં જોત ક્યાંથી, અને જોત નહિ તો અમે બન્ને અહીં આવત કયાંથી ? અને ન આવત તો આપણો બન્નેનો અહીં મેળાપ થાત કયાંથી ? માટે તમે ગભરાશો નહિ."

શ્યામા:-" બ્હેન ! એમાં ગભરાવાનો સવાલ નથી. પણ મધરાત્રે ઘરની બહાર જંગલમાં એકલા જવું એ ગૃહસ્થની સ્ત્રીનું ભૂષણ નહિ. આપણાથી રાત્રે એકલાં જવાય ?"

કપાલકુંડલા:-" પણ કેમ ન જવાય ? આપણે શું કોઇનું બગાડયું છે ?"

શ્યામા:-" બ્હેન ! તું હજી સંસારવ્યવહારની રીતભાતથી અજાણી છે. તારાથી રાતે એકલાં ન જવાય."

કપાલકુંડલા કાંઇક વિચાર કરીને બોલી:–" શું તમે એમ જાણો છો કે હું બહાર એકલી જવાથી દુષ્ટ બની જઇશ ?"

શ્યામા:–" એવું બોલતાં પહેલાં તો હું મારી જીભ કાપી નાખું. પણ લોકોના મોઢે કાંઇ ઢાંકણું છે ? કોઇ કાંઇ બોલે અને કાંઇ બોલે."

કપાલકુંડલા:–" તો ભલે જેને જે ફાવે તે બોલે તેમાં આપણને શું ? સૂરજ સામો ઉભો રહીને કોઇ મૂર્ખ ધૂળ નાખે તે તેના પોતાના જ મ્હોં ઉપર પડે. તેમાં સુરજને શું ?"

શ્યામા:—" બ્હેન ! તારૂં કહેવું ખરૂં છે. પણ દુનિયાના કેટલાક લોકો એવા દુષ્ટ હોય છે કે પોતાની દુષ્ટતા ધૃષ્ટતાનો અંત ન હોય અને સામાનાં છિદ્રો શોધવા તૈયાર થાય. આવા કુપાત્ર કપટીઓને માટે એક સંસ્કૃત કવિએ કહ્યું છે કે, દુષ્ટ પુરૂષો પારકાનામાં સરસવના દાણા જેવડું છિદ્ર પણ શોધવા તત્પર થઈ જાય છે, પણ પોતાનાં છિદ્રો બિલ્લીના ફળ જેવડાં મોટાં હોય તે તરફ જોયું ન જોયું કરે છે. માટે એવા કુટિલ જનોથી ચેતીને ચાલ્યાં સારાં. નહિ તો આપણે કરવા જઇએ કાંઇક અને થઈ જાય કાંઇક !"

કપાલકુંડલા:—" મને એવા કોઇની પણ દરકાર નથી."

શ્યામાસુંદરી:—" પણ ભાભી ! ભાઇને પણ તે નહિ ગમે."

કપાલકુંડલા:—" નહિ ગમે ? શા માટે નહિ ગમે ? અને ન ગમે તો શું થયું ? જો હું એમ જાણુતી હોત કે લગ્ન એટલે સ્ત્રીઓની સુયોગ્ય સ્વતંત્રતાનો વિનાશ, અને એક પ્રકારની ગુલામગીરી, તો હું કદિ લગ્ન ન કરત !"

શ્યામાએ કપાલકુંડલાને ઘણુંએ સમજાવ્યું. પણ દયાળુ કપાલકુંડલાના નિષ્કપટ હૃદયમાં તેની કશી પણ અસર થઈ નહિ, અને તેણે મધરાતે જવાનો નિશ્ચય કર્યો.

કપાલકુંડલા તાત્કાળિક સમયે તો ગૃહકાર્યમાં ગુંથાઈ. જ્યારે મધરાતનો વખત થયો ત્યારે તે ઘરમાંથી આસ્તેથી બહાર નીકળી.

મધરાત સુધીમાં જંગલમાં વેળાસર પહોંચી જવાય માટે ઘેરથી વહેલાં નીકળવાની જરૂર હતી. રાત અજવાળી હતી. નવકુમાર બહારના ઓરડામાં બેઠો હતો. કપાલકુંડલાને આટલી મોડી રાત્રે ઘરની બહાર જતી જોઇને તે પણ ઘરની બહાર નીકળ્યો અને ધીમેથી કપાલકુંડલાનો હાથ ઝાલીને બોલ્યોઃ-" ક્યાં જાય છે ?"

નવકુમારના અવાજ અને વર્તનમાં સંશય કે તીરસ્કારની સ્હેજ પણ છટા નહોતી. કપાલકુંડલા બોલીઃ-" શ્યામાસુંદરી પોતાના સ્વામીને વશ કરવા ઇચ્છે છે. તે માટે જંગલમાંથી અમુક ઔષધિ લઇ આવવાની છે. તે લેવાને હું જાઉં છું."

નવકુમાર કોમળ અને મૃદુ સ્વરથી બોલ્યોઃ-" કાલે એક વાર તો તમે ગયાં હતાં. આજે તારે એકલીને ફરીથી કેમ જવું પડે છે ?"

કપાલકુંડલાઃ—" કાલે ઔષધિ મળી ન શકી. પણ આજે મેં અમુક નિશાની યાદ રાખી છે એટલે શોધી કાઢીશ અને લઇ આવીશ."

નવકુમાર સ્નેહથી કપાલકુંડલાની કમરે હાથ વીંટાળી અતિશય કોમળ અને સ્નેહભીના સ્વરે બોલ્યોઃ-" વ્હાલી ! દિવસે શોધે તો ન ચાલે ?"

કપાલકુંડલાઃ—" વશીકરણ વિદ્યામાં તમે પુરૂષ લોકો શું સમજો ? દિવસે તોડેલી ઔષધિ ફળે નહિ."

નવકુમારઃ—" હશે. પણ ઔષધિ તોડવાને તું શું કરવા જાય છે ? મને તે વૃક્ષની નિશાની આપી દે એટલે હું જ જઇને લઇ આવીશ."

કપાલકુંડલાઃ—" હું વૃક્ષનું નામ નથી જાણતી. માત્ર નજરે જોવાથી જ ઓળખું છું. તે તોડવી પડે છે. સામાનું ભલું થાય તેમાં તમે વચ્ચે ન આવો."

નવકુમારના ચ્હેરા ઉપર મૃદુતા અને સ્નેહની છટા હતી. નિષ્કપટ હૃદયની ભોળી કપાલકુંડલા પતિના વચ્ચે પડવાથી ચીડાઇ ગઇ

હતી, અને તેથી ક્રોધ અને કંટાળાનાં ચિન્હો તેણીના મુખ ઉપર તરી રહેલાં હતાં.

નવકુમાર બોલ્યોઃ—" પ્રિયે ! જો ! રાત રઢીઆળી છે. ચાંદની ખીલી રહી છે. ચાલ; હું પણ તારી સાથે આવું. સૃષ્ટિદેવીના અપાર સૌંદર્યનું નિરીક્ષણ કરવાનો આ એક અપૂર્વ અવસર છે.'

કપાલકુંડલા અભિમાનપૂર્વક તિરસ્કાર દર્શાવી બોલી,–" હા ! આવો ! સાથે ચાલો ! ! હું દુશ્ચરિત્રા છું કે નહિ, તેની ખાત્રિ કરવા ભલે પધારો ! તમારા સંશયનું છેદન કરો ! ! "

નવકુમાર કાંઈ જ કરી શક્યો નહિ. નિઃશ્વાસ નાખી દીલગીર ચિત્તે તે ઘર તરફ પાછો ફર્યો. કપાલકુંડલા જરાક પણ દરકાર કર્યા વગર જંગલમાં ચાલી.

અફસોસ ! કપાલકુંડલા જાણતી હોત કે આજની રાત્રિએ એકલા જંગલમાં જવાથી તેણીનો ભયંકર વિનાશ થવાનો છે તો તે કદિ પણ ન જાત; પણ રાજ્યાભિષેકની ધામધુમમાં પડેલા રાજા રામચંદ્રને પણ ખબર નહોતી કે સવારે શું થવાનું છે; તો બિચારી કપાલકુંડલાના તે શા હિશાબ ?

---

## પ્રકરણ ૧૦ મું

---

### જંગલમાં

---

" Tender is the night,
And happy the Queen, moon his on her throne;
Clustered around by all her starry rays,
But here there is no Light. "

---

" ખીલી રઢીયાળી રજની શ્વેત સોહામણીરે !
કેવા મનહર નવલા તારલીયા હરખાય !
નિરખી ચૌદ ભુવનના ઉરે સ્મરે ઘનસ્યામજી રે !

(સાખી)

રસના રસિયા ચંદ્રમા, સર્વ ગગનના રાજ,
મીઠી ને મધુરી અતિ આપે સુરખી આજ;
કાલે સવાર પડતાં રજની સહુ વીખરાઇ જશે રે,
એવા કુદરતના છે અનંત કોટિ ખેલ,
નિરખી ચૌદ ભુવનના ઉરે સ્મરે ઘનસ્યામજી રે ! "

*  *  *  *

—ચંદ્રકાંત જી. પરીખ "

---

" દીસત જંગલ મંગળકારી રે !
" મનુષ્યનાં પરિતાપ નિવારી રે !
" મધુર કોમળ ચંદની શી ખીલે,
" તરૂવરો સહુ અમૃતને ઝીલે.
" બધુ રૂપેરી રસે રસિયું વને.
" પરમ શોભન લોચન લોચને.

---



સપ્તગ્રામની ભાગોળથી આગળ જતાં ગાઢું જંગલ આવે છે એ વાતનો ઉલ્લેખ અમે આગળ કરેલો જ છે, તે વાંચકોના સ્મરણમાં હશે. રાત્રિના સમયે, આ ગાઢ જંગલમાં રહેજ પણ ચિંતા, ભય, વિષાદ કે શોક સિવાય કપાલકુંડલા પોતાની નણંદ અને પ્રિય સહચરી સ્યામાસુંદરીના પતિને વશ કરવાને માટે ઔષધ લાવી આપવાને ચાલી. રાત્રી મધુર, એકાન્ત, અને કોઈ પણ પ્રકારના અવાજ વગરની હતી. એકાંત અને નિર્જન સ્થાનનું સેવન કરનારને તો આ

સ્થાન આનંદજનક લાગે પણ શહેરમાં રહેતી સુંદરીઓ પૈકીની કોઇક આવી ભાગી રાત્રિએ આવા ગાઢ જંગલમાં થઇને એકલી જાય અને તે પણ ભય વિના, એ બનવું કેવળ અશક્ય છે. પણ કપાલકુંડલા તો વનકુસુમ હતું. જંગલમાં ઉછરેલી બાલિકાને જંગલમાં ફરવામાં શાનો સંકોચ ? આકાશમાંના ચંદ્રદેવ પોતાના શીતળ કિરણોથી જગતમાં શાંતિ ફેલાવી રહ્યા હતા, ગગનમંડળમાં તારાઓ દિવ્ય તેજ ફેંકતા સ્થિર બનીને જાણે તપ કરતા હોય એમ ઊભેલા જણાતા હતા. કોઇ કોઇક જગ્યાએ ઘુવડ, ચામાચીડીયાં, વનવાગોળ વિગેરેનો સાદ થતો હતો. તે સિવાય સર્વત્ર શાંતિ પથરાયલી હતી. ઘણે દૂર ગામની ભાગોળે કૂતરાંના ભસવાનો તથા શિયાળવાંનાં રૂદનનો અવાજ પણ આવતો હતો. કદાચ કદાચ ઝાડનાં જમીન પર પથરાયલાં સૂકાં પાંદડામાં એક જાતનો સળવળાટ થઇ અવાજ થતો હતો અને તે ઉપરથી અનુમાન થતું હતું કે કોઇક સર્પ વગેરે ત્યાં ભ્રમણ કરતો હશે. પવન ધીમો ધીમો વાતો હતો.

કુદરતનું આ શાંતિજનક સૌંદર્ય જોતી જોતી કપાલકુંડલા આગળ વધી. ભૂતકાળના દિવસો તેને સાંભરી આવ્યા. જંગલમાંનું સ્વચ્છંદે ફરવું, આમતેમ નાચવું, કૂદવું, પુષ્પો તોડવાં, માતાજીની પૂજા કરવી, એ સર્વ તેણીને યાદ આવ્યાં. ભૂતકાળના જીવનની અને અત્યારના જીવનની કપાલકુંડલા તુલના કરવા લાગી. પહેલાં કરતાં અત્યારે અમુક પ્રકારના બંધનમાં તે પડી હોય એમ લાગતું હતું. પહેલાં જે સ્વચ્છંદીપણું અને સ્વતંત્રતાનો તેણીને અનુભવ થતો હતો તેવો અત્યારે નહોતો થતો એમ તેણીના મનમાં આવ્યું. તેનું ચિત્ત ચકડોળે ચડયું, અને વિચારપૂર્ણ ચિત્તે તે આગળ વધવા લાગી.

વિચારમાં ને વિચારમાં તે ક્યાં અને કેટલે દૂર જંગલમાં નીકળી ગઇ તેનું પણ તેણીને ભાન રહ્યું નહિ. તે જે કાર્યને માટે આવી હતી તે કાર્ય તો તે વિસરીજ ગઇ, અને પુષ્કળ આગળ વધી ગઈ. જે માર્ગે ને જતી હતી તે માર્ગ સાંકડો અને સાંકડો થવા લાગ્યો, અને આગળ જતાં અંધકારમય ગાઢ જંગલ પણ આવી

પહોંચ્યું. આ સ્થળની ગીચ ઝાડીમાં ચંદ્રનાં કિરણો પણ યથેચ્છ રીતે પ્રવેશ કરી શકતાં નહોતાં.

આવી રીતે આગળ વધતાં વધતાં જ્યારે પુષ્કળ અંધારૂં આવ્યું ત્યારે કપાલકુંડલા અચકીને ઊભી અને પોતે કયાં સુધી આવી પહોંચી તેનો વિચાર કરવા લાગી. બીક જેવી તો કાંઇ ચીજ તેણીને હતી જ નહિ. તે નિર્ભય ચિત્તે ઊભી ઊભી જોવા લાગી. એટલામાં તેની દૃષ્ટિ દૂર સળગતા અગ્નિ તરફ ગઇ. જે અગ્નિને સળગતો લુત્ફુન્નિસાએ જોયો હતો તે જ અગ્નિ કપાલકુંડલાએ જોયો હતો. તે ગભરાઈ નહિ પણ સ્ત્રીની સ્વાભાવિક જીજ્ઞાસા અનુસાર તે અગ્નિ શા કારણથી સળગતો હતો તે જાણવા તે તે બાજુએ ગઈ.

થોડીક વારમાં જ્યાં અગ્નિ સળગતો હતો ત્યાં તે જઇ પહોંચી. તેણીએ જોયું કે જે અગ્નિ સળગે છે તે હોમનો અગ્નિ છે. પણ નજીકમાં કોઇ નહોતું. થોડેક દૂર એક ભાગ્યું તુટયું ઘર ઇંટનું બનેલું હતું, અને તે ઘણું જૂનું તથા ખંડીયેર જેવી સ્થિતિમાં હતું. અત્યારે ત્યાં આગળથી કોઇક બે મનુષ્યની વાતચીતનો અવાજ આવતો હતો. મધરાત્રિએ આ ભાગલા ઘરમાંથી અવાજ આવતો હતો તેથી કપાલકુંડલાની જીજ્ઞાસાવૃત્તિ વિશેષ સચેત થઇ. તે કેવા પ્રકારની વાતચીત હશે તે સાંભળવાને તે ઘર આગળ દબાતા પગલે આસ્તે આસ્તે ગઇ.

અંદરથી એક વ્યક્તિનો અવાજ આવ્યો:-" મારી ઈચ્છા તો મોત છે. તેમા તમારી સમ્મતિ નહિ હોય તો હું તમને મદદ નહિ કરૂં. તમે પણ મને સહાય ન કરશો. "

બીજી વ્યક્તિનો અવાજ આવ્યો:-" હું પણ કાંઇ સારૂં થાય એમ તો ઈચ્છા ન જ રાખી શકું. પણ મારાથી હત્યા વગેરેનું કાંઇ પણ કાર્ય થઇ શકશે નહિ. તે સિવાય બીજું બધું થઈ શકશે "

પહેલી વ્યક્તિ બોલી:-" તમે તદ્દન નાદાન છો. હું કહું છું તે ચોક્કસ સાંભળી લો. પણ આ વાત અત્યંત ગુપ્ત હોવાથી કોઇ તે સાંભળે નહિ એની ખાસ કાળજી રાખવી જોઇએ. માટે એક વખત

બહાર ચારે બાજુએ કોઇ નથી એમ જોઈને ખાત્રિ કરી લેવી જોઈએ."

કપાલકુંડલાને દૂર જતા રહેવાની તક મળે તેટલામાં તો એક વ્યક્તિ બહાર આવી અને આવવાની સાથે જ કપાલકુંડલાને જોઇ લીધી. કપાલકુંડલાએ પણ ચંદ્રના પ્રકાશમાં આવનાર વ્યક્તિને સ્પષ્ટ રીતે જોઇ લીધી. તેને જોઇને ભય પામવો કે રાજી થવું તેનો તો તે નિર્ણય ન કરી શકી. તે અજાણી વ્યક્તિ બ્રાહ્મણ જ્ઞાતીનો એક યુવાન વયનો પુરૂષ હતો. તેણે સામાન્ય પ્રકારની ધોતી પહેરી હતી. અંગ ઉપર વસ્ત્ર પહેરવા ઉપરાંત શાલ ઓઢેલી હતી, તે ઘણી જ નાની વયનો હોય એમ લાગતું હતું. તેના મ્હોંપર મૂછ કે દાઢીનું કાંઇ પણ ચિન્હ નહોતું. નવાઇ જેવું એ હતું કે તેના માથા ઉપરના વાળ પુરૂષોના વાળ જેવા ટુંકા નહિ પણ એક સુંદરી સ્ત્રીના વાળ જેવા પુષ્કળ લાંબા હતા, અને તે ખભા ઉપર, છાતી ઉપર અને ચારે બાજુએ વીંટળાયલા હતા. તે બ્રાહ્મણકુમારના મુખની કાંતિ અતિશય દેદીપ્યમાન હતી. તેના એક હાથમાં ખુલ્લી તરવાર હતી. તેના ચ્હેરા ઉપર કપાલકુંડલાને જોવાથી ક્રોધ અને તીરસ્કારની છાયા આવી ગયેલી હતી. તેને ધીમેધીમે ધારી ધારીને જોવાથી કપાલકુંડલાના હૃદયમાં ભયનો સંચાર થયો.

થોડીક વાર કપાલકુંડલાને ધારી ધારીને જોઇ રહેવા પછી સ્હેજ મોટા અવાજે તે બ્રાહ્મણકુમાર બોલ્યોઃ—"તું કોણ છે?"

વનમાં જ્યારે પહેલાં કપાલકુંડલા રહેતી હતી ત્યારે જો આ પ્રશ્ન તેણીને કોઈએ પૂછ્યો હોત તો જરાકે ગભરાયા વગર તે જવાબ આપત. પણ હવે તે અમુક સદ્‌ગૃહસ્થની પત્ની હતી, અને તેથી મધરાત્રે જંગલમાં પારકાના ઘર આગળ કરડા અવાજે પૂછાયલા પ્રશ્નનો જવાબ આપતાં તે અચકાવા લાગી. તે કાંઈ પણ બોલી શકી નહિ.

તે બ્રાહ્મણકુમાર ગંભીરતાથી બોલ્યો,—"કપાલકુંડલા! તું રાતના વખતે આ ગાઢા જંગલમાં આટલે દૂર ઘરબાર છોડીને સ્વામીથી દૂર કેમ આવી છે?"

એક અજ્ઞાત યુવકના મ્હોંડેથી પોતાનું નામ સાંભળીને કપાલકુંડલા આશ્ચર્યથી અવાક્ બની ગઇ. તે સ્હેજ ગભરાઈ પણ ખરી. શો ઉત્તર દેવો તે તેને સુઝ્યું નહિ, એટલે પહેલાંની માફક તે કાષ્ટની પૂતળીની પેઠે ઊભી જ રહી. તે બ્રાહ્મણ યુવકે ફરીથી પૂછ્યું:–" તેં અમારી વાતચીત સાંભળી છે ? "

હવે કપાલકુંડલાને બોલવાની શક્તિ આવી. તે બોલી:–" તમે અત્યારે ભાગી રાતે જંગલમાં શી વાતો કરતા હતા, તે જાણવાની વૃત્તિથી હું સ્હેજ અહીં આવી હતી ! "

તે બ્રાહ્મણકુમાર થોડીક વાર ચિંતામાં પડયો અને હવે કયો ઉપાય કરવો તેની શોધમાં તે હોય એમ લાગ્યું. થોડીક વારમાં તેણે પોતાના મન સાથે કાંઇક નક્કી કર્યું, અને પછી આસ્તેથી કપાલકુંડલાનો હાથ ઝાલી તેને મકાનથી થોડે દૂર લઇ ગયો. કપાલકુંડલાએ ક્રોધ અને તીરસ્કારથી પોતાનો હાથ છોડાવી લીધો. તે બ્રાહ્મણવેશી વ્યક્તિએ અતિ મૃદુ સ્વરથી કપાલકુંડલાના કાનમાં કહ્યું:–' અલી ! તું ગભરાય છે કેમ ? મારે તારા રૂપરાશિનો ઉપભોગ નથી કરવો ! હું તો પુરૂપ નથી ! "

કપાલકુંડલાના આશ્ચર્યની અવધિ થઇ ગઈ. તે કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય તેની સાથે ચાલી. અચાનક કંઇક વિચાર આવતાં તે બ્રાહ્મણવેશધારી વ્યક્તિ કપાલકુંડલાને પાછી મકાન આગળ લઈ ગઇ, અને કહ્યું:–" અમે તારીજ વાતચીત કરતાં હતાં. તારે તે સાંભળવાની ઇચ્છા છે ? "

કપાલકુંડલા ઉશ્કેરાટથી બોલી:–" હા; ઇચ્છા છે. મારે સાંભળવું છે. "

તે સ્ત્રી બોલી:–" ત્યારે હું ન આવું ત્યાંસુધી તું અહીંથી ક્યાંય પણ જઈશ નહિ. તું ત્યાં સુધી અહીંજ બેસ ! "

એમ કહીને તે બ્રાહ્મણવેશધારી સ્ત્રી ઘરમાં ચાલી ગઇ. કપાલકુંડલા થોડોક વખત ત્યાંજ બેસી રહી. પણ તેણે જે વાત સાંભળી હતી તેથી તેનું ચિત્ત ઉદ્વેગ પામ્યું હતું. અને હવે રાત્રિના એકાંત

સમયમાં આટલે દૂર એકલા આવવામાં અને અહીં બેસવામાં પોતે ભયંકર ભૂલ કરી છે એ વિચારે તે ગભરાઈ. વળી તે છૂપા વેશવાળી સ્ત્રી પોતાને અહીં શા કારણથી બેસાડી ગઈ હતી તે કોણ જાણી શકે એમ હતું ? કાંઇ પણ તેનો બૂરો હેતુ તેમાં હોવો જોઈએ. આવા વિચારમાં બહુ વાર થઇ ગઇ. હજુ પણ કોઇ બહાર આવ્યું નહિ. આથી કપાલકુંડલા ત્યાંથી ઉઠી અને ઝપાટાબંધ ઘર તરફ ચાલી.

રાત બહુ વીતી ગઈ હતી. મધરાતનો વખત પણ વીતી ગયો હતો. એટલામાં આકાશમાં અચાનક મેઘ ચઢી આવ્યો. ચંદ્રનું અજવાળું પણ બંધ થઇ ગયું અને ગાઢ અંધકાર પસરી ગયો. કપાલકુંડલા ઔષધિ ચુંટવાની વાતને બાજુ ઉપર રાખીને ખુબ ઝડપથી ઘર તરફ જવા લાગી. જંગલમાં તે પહેલાં પુષ્કળ ફરેલી હોવાથી આ જંગલમાં પણ રસ્તો શોધી કાઢતાં તેને મુસ્કેલી ન નડી. તે આગળ આગળ ચાલી અને ધીમે ધીમ પોતાના ઘરથી માત્ર અર્ધા ગાઉના અંતર ઉપર આવી પહોંચી. આ વખતે તેની પાછળ કોઈ આવતું હોય એવું તેણીને લાગ્યું. પણ ગાઢ અંધકારને લીધે તેણીએ પાછળ ફરીને જોયું છતાં કોઇને તે જોઈ શકી નહિ. ધીમે ધીમે વરસાદ પણ વરસવા લાગ્યો. કપાલકુંડલા ભીંજાતી ભીંજાતી અતિશય વેગથી ઘર તરફ ચાલી.

ગભરાતાં ગભરાતાં તે જ્યારે ઘર આગળ આવી પહોંચી ત્યારે તેણીએ જોયું કે ઘરનું બારણું પોતાને જવાને માટે હજુ ખૂલ્લું જ રાખવામાં આવ્યું હતું. કપાલકુંડલા અંદર પેઠી. બારણું બંધ કરવાને તેણે પાછું જોયું તો ઘરની થોડેક દૂર એક પુરૂષ ઉભો હોય એમ લાગતું હતું. પોતાના ઘરના આંગણા આગળ તે નિર્ભય અને નિશ્ચિન્ત બની હતી. તેથી તે પુરૂષ કોણ હશે તે જોવાને માટે તે થોભી.

અચાનક વિજળીનો ચમકારો થયો. તે ઝળહળતા પ્રકાશમાં કપાલકુંડલાએ તે પુરૂષને જોઈ લીધો. જોતાં જ ઝબકી. વહેલાં વહેલાં બારણું બંધ કરીને થરથર ધ્રૂજતી ધ્રૂજતી તે ઉપર જતી રહી. તે ભયાનક પુરૂષ કાપાલિક–કપાલકુંડલાનો પાલક પિતા–હતો !

# પ્રકરણ ૧૧ મું

## સ્વપ્ન

" I had a dream, which was not all dream "
–*Byron*



કપાલકુંડલા કંપતે હૃદયે અને ધ્રૂજતે પગલે પોતાના શયનાગારમાં પેઠી. કપાલકુંડલાના તીરસ્કારપૂર્ણ વર્તનથી નવકુમારને માઠું લાગ્યું હતું, અને તેથી તે આજે બહાર જ સૂઇ રહ્યો હતો. શયનમંદિરમાં આવીને પલંગ ઉપર કપાલકુંડલા પડી. વરસાદમાં ભીંજાયલાં કપડાં બદલી નાંખ્યાં અને માથાના ભીંજાયલા વાળ છૂટા મૂકી દીધા. તે સૂઈ જઇને ઉંઘી જવાનો પ્રયત્ન કરવા લાગી પણ તેણીને ઉંઘ ન આવી.

વિચાર, અને તે પણ ચિંતાપૂર્ણ વિચારો એ નિદ્રાદેવીના મહા ભયંકર શત્રુઓ છે. જ્યાં વિચારપરંપરા ચાલતી હોય ત્યાં નિદ્રાદેવી આવીને મનુષ્યને પોતાના મીઠા ખોળામાં લઇને સૂવાડી દે એ સર્વથા અશક્ય છે. કપાલકુંડલા તે રાત્રિના બનાવોનો વિચાર કરતી હતી, તે ઉપરથી પોતાના પૂર્વ વૃત્તાન્તનું પણ કપાલકુંડલાને સ્મરણ થઇ આવ્યું. કાપાલિકની સાથે પોતે કેવું વર્તન કર્યું હતું, અને ત્યાંથી તે કેવી રીતે નાસી આવી હતી તે તેને યાદ આવ્યું. ગહન વનમાં કાપાલિક જે પૈશાચિક કર્મો દેવીની પૂજાને નામે કરતો હતો, તે કપાલકુંડલાના સ્મૃતિપટ ઉપર તરી આવ્યાં. તેની ભૈરવી પૂજા, નવકુમારનું બંધન, એ સર્વ કપાલકુંડલાને યાદ આવ્યું. તે કંપી ઉઠી. આજ રાતની પણ સર્વ ઘટનાનો તે વિચાર કરવા લાગી. શ્યામાસુંદરીની ઔષધિકામના, નવકુમારનો નિષેધ, તે તરફ કપાલકુંડલાનો તિરસ્કાર તે પછી જંગલની જ્યોત્સનામયી શોભા,

આગળ ગીચ જંગલમાં જતાં તે સ્થળનો અંધકાર, ભાગેલું ઘર, બે વ્યક્તિઓનો મેળાપ, પુરૂષવેશધારી સ્ત્રીના મુખથી અચાનક પોતાના નામનો ઉચ્ચાર, એ સર્વ વિચાર તેણીના હૃદયને હચમચાવી નાખવા લાગ્યા. તે પછી ત્યાંથી પાછા ફરતાં પડેલો વરસાદ અને ઘરને આંગણે કપટી અને નરપિશાચ કાપાલિકની ભયંકર મૂર્તિનું દશ્ય અંધકારમાં પણ કપાલકુંડલાની આંખો આગળ તરી આવ્યું. તે કમકમી. નવકુમાર સાથેના આજના વર્તનથી કોઇની શિખામણ સિવાય પણ સંજોગને અનુસરીને તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો. નિર્દોષ અને ભોળી કપાલકુંડલાને માટે આ સર્વ યાતનાઓ અસહ્ય હતી. ઉશીકા ઉપર માથું છૂપાવી કપાલકુંડલા ડુસકાં ખાઇ ખાઈને રડવા લાગી.

એમ કરતાં કરતાં રાત્રિનો ત્રીજો પ્રહર થયો. તે વેળાએ કપાલકુંડલાની આંખો મીચાઇ ગઇ. નિદ્રામાં કપાલકુંડલાને એક વિચિત્ર સ્વપ્ન આવ્યું.

વિશાળ સાગરના પટ ઉપર એક નાનકડી નૌકામાં બેસીને કપાલકુંડલા જતી હતી. નૌકા અતિશય સુશોભિત હતી. તેના ઉપર વસંતી રંગની ધજા મંદમંદ પવનમાં ફરકી રહી હતી. નાવિક લોકો પુષ્પની માળાઓ ગળામાં ધારણ કરીને રાધાકૃષ્ણનાં પ્રણયગીતો ગાતા ગાતા આનંદથી નૌકાને હલેસાં મારતા હતા. પશ્ચિમના આકાશમાં સાયંકાળના સમયે સૂર્યદેવ સુવર્ણની વૃષ્ટિ કરી રહ્યા હતા. સમુદ્ર તે હસતાં હસતાં ઝીલતો હતો. આકાશમંડળમાં કોઇ કોઈ સ્થળે વાદળાં આમ તેમ દોડીને સુવર્ણ વૃષ્ટિમાં સ્નાન કરી રહ્યાં હતાં.

અકસ્માત રાત્રિ થઇ, સૂર્યદેવ અસ્તાચળ પર્વતની પેલી બાજુએ ચાલ્યા ગયા. ગાઢ અંધકારનું આવરણ જગત ઉપર ફરી વળ્યું. સમુદ્રમાં દિશાઓ દેખાતી નહોતી. નૌકાને હવે કયી બાજુએ હંકારવી એ નક્કિ કરવાનું કાર્ય મુશ્કેલીભરેલું થઇ પડયું. નાવિક લોકો ગભરાયા, મુંઝાયા, કંટાળ્યા. ગળામાંથી ફુલની માળાઓ કાઢીને

તોફાને ચઢેલા દરિયામાં તેમણે ફેંકી દીધી. વસંતી પતાકા પવનના તોફાનથી પોતાની મેળે જ તુટી જઈને સમુદ્રના જળમાં તુટી પડી. વાયુ પુષ્કળ વેગથી વાવા લાગ્યો. સાગરનાં મોજાં પર્વત જેવડાં ઉંચે ઉછળવા લાગ્યા. તે ભયંકર મોજાઓમાંથી બીક અને ધ્રાસ્તીથી ધ્રૂજતી કપાલકુંડલાએ એક આકારને જોયો. તે આકાર ધીમે ધીમે સ્પષ્ટ જણાવા લાગ્યો. થોડાકજ વખતમાં તે આકાર એક મનુષ્યના આકારમાં ફેરવાઇ ગયો. તે કાપાલિક હતો !

તેણે કપાલકુંડલાની નૌકાને દરિયાના પાણીમાં ઉંધી વાળવા પ્રયત્ન કર્યો. ભય, વિશાદ, તીરસ્કાર, અને દુઃખથી બહેબાકળી બનેલી કપાલકુંડલા કાપાલિકના આ ભયંકર અત્યાચાર તરફ જોઇ રહી. તેને રોકવો એ તેણીના સામર્થ્યની બહાર હતું. એટલામાં અચાનક એક બીજી વ્યક્તિ ત્યાં દેખાઈ. કપાલકુંડલા તરત તે વ્યક્તિને ઓળખી ગઇ. તે વ્યક્તિ તેણીએ જંગલમાં જોયલી પુરૂષ-વેશધારી રમણી હતી. તે કપાલકુંડલાની નાવને પકડીને બોલી: " બોલ ! કપાલકુંડલા ! બોલ; મેં તારી નાવ પકડી રાખી છે. તેને બચાવું કે અમે બન્ને જણાં મળીને તેને ડૂબાવી દઈએ ? "

અચાનક કપાલકુંડલાના મુખમાંથી ઉદ્દગાર નીકળી પડયા, ડૂબાવી દો ! ડૂબાવી દો ! ડૂબાવી દો ! "

અફસોસ ! તે સ્ત્રીએ નૌકા છોડી દીધી. કાપાલિક તેને ઉંધી વાળવા લાગ્યો. અચાનક નૌકાને વાચા થઇ. તે બોલી ઉઠી:–" મારાથી નહિ કહેવાય ! નહિ રહેવાય ! નહિ સહેવાય ! આ ભાર નહિ સહેવાય ! નહિ રહેવાય ! હું પાતાળમાં પેસું છું ! પેસું છું ! "

નૌકા સાગરના અનંત અને અપાર જળમાં ડૂબી ગઇ. કપાલકુંડલા પણ દરિયાના પાણીમાં નૌકાની સાથેજ અંદર પેઠી અને ગુંગળાવા લાગી.

* * * *

પરસેવાથી ભીંજાઈ ગએલા અંગ સાથે " ઓ–ઓ ઓ ! " કરીને ચીસ પાડીને કપાલકુંડલા જાગી ઉઠી. સવાર થંઇ ગઇ હતી

શયનમંદિરની રાત્રીએ ખૂલ્લી રહેલી બારીઓમાંથી મંદમંદ પવન અને બાલરવિનાં કિરણોનો આનંદદાયક પ્રકાશ અંદર આવતો હતો. આજુબાજુ વૃક્ષની ડોલતી શાખાઓ ઉપર પક્ષીગણ કલરવ કરી રહ્યાં હતાં.

કપાલકુંડલા શયનગૃહની બારી આગળ ગઇ. બારી નજીક એક વૃક્ષ હતું, અને જો કોઇ મનુષ્ય ધારે તો વૃક્ષની શાખાઓ મારફતે બારી સુધી આવી શકે એમ હતું. બારી આગળ ઊભી રહીને આમ તેમ જોતાં જોતાં કપાલકુંડલાએ ત્યાં એક પત્ર પડેલો જોયો. તે લઇને કપાલકુંડલા વાંચવા લાગી. જંગલની અંદર આગળ જણાવવામાં આવેલા પૂજારીની પાસે કપાલકુંડલા લખતાં વાંચતાં શીખી હતી. આથી કપાલકુંડલાને પત્ર વાંચતાં મુશ્કેલી ન નડી. પત્રમાં નીચે પ્રમાણેનું લખાણ હતું.

“ આજ સાંજ પછી કાલની રાતવાળા બ્રાહ્મણકુમારને મળજે. તેં તારે માટે જે જરૂરની વાત થતી હતી તે સાંભળવા ઇચ્છા દર્શાવી હતી, તે પૂર્ણ કરજે.

બ્રાહ્મણવેશી ”

———:o:———

## પ્રકરણ ૧૨ મું

### નિશ્ચય

“ I will have grounds,
More relatixe than this.”
—“ *Hamlet.* ”
*Shakespeare.*




પાલકુંડલાને સ્વપ્ન આવ્યું તેને બીજે દિવસે તેણે સઘળો વખત તર્કવિતર્કમાં કાઢયો. બ્રાહ્મણવેશધારી સ્ત્રીને મળવા જવું જોઇએ કે નહિ તે બાબત તે પુષ્કળ વિચાર કરવા લાગી. તે વ્યક્તિને મળવાથી લાભ થશે

કે હાની એ વિચાર કપાલકુંડલાના મગજમાં ઘોળાયા કરતો હતો. તે વ્યક્તિની વાતચીત, કાપાલિકનો સાક્ષાત્કાર, અને રાત્રિનું ભયાનક સ્વપ્ન એ સર્વ આ વખતે પોતાનું અમંગળ થવાનું છે તેની સાક્ષી પુરતાં હતાં.

પણ અફસોસ! જંગલમાં ઉછરે કે વસ્તિમાં ઉછરે, સંસાર–વ્યવહારની કળામાં નિપુણ હોય કે ન હોય, પણ સ્ત્રીનો જીજ્ઞાસુ સ્વભાવ ક્યાંય પણ ઓછો જણાતો નથી. ખ્રીસ્તી લોકોની માન્યતા પ્રમાણે તો સ્ત્રીના એ ચટપટીયા સ્વભાવથી જ જગત્‌માં અનેક કષ્ટો ઉત્પન્ન થયાં છે. આપણા ધર્મમાં પણ એવાં દૃષ્ટાંતો ક્યાં નથી મળી આવતાં? સીતાજીના મૃગચર્મ મેળવવાના હઠીલા અને કૌતૂહલપૂર્ણ સ્વભાવે તો જગત્‌માં ભયંકર ઉત્પાત મચી રાવણનું રાજ્ય ગયું હતું. બિચારી કપાલકુંડલાએ પણ સ્ત્રીના સ્વભાવને અનુસરીને પોતાનું અનિષ્ટ થવાનું છે એમ જાણવા છતાં જીજ્ઞાસાવૃત્તિને કાબુમાં ન રાખી શકવાથી ગમે તે ભોગે પણ તે પત્ર લખનાર વ્યક્તિને મળવા નિશ્ચય કર્યો. તેમાં આપણે તેનો ઝાઝો શો વાંક કાઢી શકીએ? જેવી રીતે પતંગીયું પ્રજ્વલિત દીપકની જ્વાળાઓમાં પડી પોતાના પ્રાણની આહૂતિ આપવાને તૈયાર થાય છે તેમ કપાલકુંડલા પણ જંગલમાં આજે ફરીથી જવાને તૈયાર થઈ!

સાયંકાળ પછી રાત્રિના વાળુની તૈયારી થઇ. વાળુ વગેરે થઈ ગયા બાદ વાસણ માંજવાના તથા પથારી તૈયાર કરવાના વગેરે આવશ્યકીય કાર્યો કરી રહ્યા બાદ કપાલકુંડલા ધીમેથી ઘરની બહાર નીકળી અને જંગલ તરફ ચાલી.

જતાં જતાં કપાલકુંડલા એક વાત ભૂલી ગઇ હતી. બ્રાહ્મણ-વેશધારી સ્ત્રીએ પોતાને મળવાને જણાવ્યું હતું પણ ક્યાં અને કયી જગ્યાએ એનો ઉલ્લેખ પત્રમાં કર્યો હતો કે કેમ તેના તે ગુંચવાડામાં પડી. આ બાબતનો નિર્ણય કરવાને તે ફરીથી ઘરમાં પાછી ફરી, અને પોતાના શયનમંદિરમાં પેઠી. નવકુમાર પથારીમાં પડ્યો પડ્યો ઉંઘતો હતો સ્વામીને આવી રીતે સૂતો મૂકી રાત્રિના વખતે જંગલમાં

એક અપરિચિત વ્યકિતને મળવા જવું એ ઘણી જ નવાઇ જેવી વાત છે પણ ભોળી કપાલકુંડલાને તેમાં કાંઇ જ ખોટું જણાતું નહોતું. તેણીનું હૃદય નિર્મળ હતું, તેથી તે બધાને નિર્મળ જ ધારતી હતી; અને પોતાના જવામાં કોઇ વાંધો લઇ જ શા માટે શકે એ તે સમજી શકતી નહોતી.

કપાલકુંડલાએ દીવાને સતેજ કર્યો. તેણે સવારે જ્યાં આગળ પત્રને મૂકયો હતો ત્યાં તપાસ કરી. પણ પત્ર ન મળ્યો. યાદ આવ્યું કે પત્રને તેણીએ પોતાની પાસે સંભાળથી રાખવાને માટે માથાના વાળની વેણી ગુંથતી વખતે તેમાં બાંધ્યો હતો. તેણીએ આસ્તેથી માથાના વાળમાં આમ તેમ આંગળાં ફેરવી જોયાં. પણ તેણીને પત્ર મળ્યો નહિ. આથી બરાબર તપાસ કરવાને માટે તેણીએ અંબોડો છોડી નાખ્યો. બધા વાળ છૂટા કરી નાખ્યા. પુષ્કળ ગુંછળાં વળીને વાળની લટો કપાલકુંડલાના કપાળ ઉપર, કપોલ ઉપર, પીઠ ઉપર અને વક્ષઃસ્થળ ઉપર સ્વચ્છંદે વિહરવા લાગ્યા. પણ પત્ર ન જ મળ્યો.

કપાલકુંડલાએ શયનગૃહની બીજી બધી જગ્યાએ પત્રને માટે તપાસ કરી, પણ ત્યાંથી પણ પત્ર ન મળ્યો. રાત વહી જતી હતી, અને મોડા જવાથી પાછા ફરવામાં બહુ વિલંબ થશે એમ ધારી શોધ કરવાનું માંડી વાળીને તે ખૂલ્લા કેશ રાખીને ઘરની બહાર નીકળી, અને જંગલ તરફ ચાલી.

રસ્તામાં થોડેક દૂર જતાં જતાં કપાલકુંડલાના પગમાં ઠોકર વાગી. તે પડી. પગમાંથી લોહી નીકળવા લાગ્યું. પગનાં ઝાંઝરમાં પોતાના વસ્ત્રનો છેડો ભરાઇ જવાથી તે પણ રહેજ ફાટી ગયો. એટલામાં નજીકના વૃક્ષ ઉપરથી ઘુવડનો અતિશય કર્કશ નાદ થયો.

કપાલકુંડલા દાંત પીસીને હવે પાછાં પગલાં ન ભરવાનો નિશ્ચય કરી આગળ વધી. પોતાના વિનાશને માટે પોતાને હાથે જ માર્ગ મોકળો કરવા તત્પર બની. નરી આંખે જોઇ શકાય તથા સમજી શકાય એવા સ્પષ્ટ ગેરલાભો જણાવા છતાં તેની દરકાર કર્યા વગર તે ચાલી.

## પ્રકરણ ૧૩ મું

### કાપાલિકની કપટકળા

" Stand you a while apart,
" Confine yourself but in a patient list."
—*Othello.*



કપાલકુંડલા જ્યારે સાંજના પહોરે પોતાના ઘરકામમાં રોકાયલી હતી ત્યારે પેલો પત્ર માથાના અંબોડામાંથી નીકળી જઇને જમીન ઉપર પડી ગયો હતો. કપાલકુંડલા તે જાણી ન શકી. પણ આ પત્ર નવકુમારના જોવામાં આવ્યો. માથાના અંબોડામાંથી પત્ર પડયો તેથી નવકુમાર નવાઇ પામ્યો. કપાલકુંડલા જ્યારે બીજા કામમાં રોકાઇ ત્યારે નવકુમારે પેલો કાગળ ઉપાડી લીધો અને બહાર લઇ જઇને પત્ર વાંચવા લાગ્યો. પત્ર વાંચીને તે ચમકયો. કપાલકુંડલાને માટે કાલે શી વાત થતી હતી? કોણ વાત કરતું હતું? આજે ફરીથી વાત કેવી સાંભળવાની? અજાણ્યા પુરૂષને મધ્યરાત્રિએ મળવા કપાલકુંડલા જાય એ શું સુચવે છે? શું કપાલકુંડલા કલંકિત હોઈ શકે? આ શો ભયંકર ગોટાળો હતો? અફસોસ કપાલકુંડલા આ કેવું પગલું ભરતી હતી?

આવા પ્રકારના વિચારોથી નવકુમાર અતિશય દુઃખી થવા લાગ્યો. પહેલાં તો તેને પત્રના લખાણના સ્પષ્ટ અર્થની સમજણ ન પડી. પછી સંશય ઉત્પન્ન થયો, અને છેવટે વ્હેમ અને ઈર્ષ્યાની ભભુકતી જવાળાઓએ નવકુમારના હૃદયને બાળીને ખાખ કરવા માંડયું. નવકુમાર કપાલકુંડલાને દેવી માફક પૂજતો હતો, નવકુમારનું સર્વસ્વ કપાલકુંડલા હતી. તેણીને માટે તે શું કરવા તૈયાર નહોતો? રૂપવતી યવનબાળાની નજીવી માગણીને પણ તેણે પોતાની પ્રિય પત્નીને માટે ઠોકરે મારી હતી. ધન, ઐશ્વર્ય, સૌંદર્ય એ સર્વને તેણે પોતાની

પ્રિય પત્ની આગળ તુચ્છ માન્યાં હતાં. તે જ કપાલકુંડલા શું આવું કપટ રમી શકે ? આ સ્થિતિમાં તેણીને શું કહેવું ? આવેગ અને ક્રોધથી નવકુમારનું મગજ ભમવા લાગ્યું. તેણે વિચાર કર્યો કે આવી સ્થિતિમાં બેમાંથી એકનું મૃત્યુ એ જ શ્રેયસ્કર છે. કપાલકુંડલા ગમે તેવી કલંકિત હોય પણ તેના ઉપર પોતે હાથ ઉગામી શકે એમ તો નહોતું જ. ત્યારે બીજો શો ઉપાય રહ્યો? પોતાના જીવનની આહૂતિ! રાત્રીએ જ્યારે કપાલકુંડલા ઘરની બહાર જાય ત્યારે છૂપી રીતે તેની પાછળ જઇ તેના ભયંકર પાપાચરણને નજરોનજર જોઇ પછી તેણીને કાંઇ પણ કહ્યા સિવાય પોતાના જીવનનો અંત આણવો એવો નવકુમારે નિશ્ચય કર્યો. આવી મધુર અને નિષ્કપટ નારી પણ જ્યારે કુલકલંકિની નિવડે ત્યારે આ સંસારમાં શું રહ્યું ? શાને માટે જીવવું ? એ પ્રસંગોમાં તો મૃત્યુજ શ્રેયસ્કર હતું અને તે માર્ગ લેવાનો નવકુમારે નિશ્ચય કર્યો.

રાત્ર જમ્યા પછી નવકુમાર ઉંઘવાનો ઢોંગ કરીને પથારીમાં પડી રહ્યો. કપાલકુંડલા બહાર નીકળી. ચોરાતે હૃદયે નવકુમારે આ બધું જોયું. તેના સંતાપ અને શોકની સીમા રહી નહિ. કપાલકુંડલાના ગયાને થોડીક વાર થયા પછી તે પણ ઝડપથી બહાર નીકળ્યો અને જંગલમાં જતી કપાલકુંડલાને પકડી કાઢી. કપાલકુંડલા દેખે નહિ એમ થોડેક અંતરે તે તેની પાછળ ચાલ્યો. થોડેક ચાલ્યો એટલે અચાનક તેના ખભા ઉપર એક પુરૂષે હાથ મૂકયો. નવકુમારે પાછા ફરીને જોયું. કપાળકુંડલા આગળ વધી જતી હતી, અને આ પુરૂષની સાથે વાતચીત કરવા રોકાવાથી કપાલકુંડલા નજરથી દૂર નીકળી જશે એમ જણાતું હતું. આથી તે ઝડપથી બોલ્યો:–“ મને રોકનાર તમે કોણ છો ? મને જવા દો !”

તે અપરિચિત પુરૂષ બોલ્યો,–“ નવકુમાર ! હું કોણ છું તે તું નથી ઓળખી શકતો ? ”

અજાણ્યા માણસના મ્હોંએથી પોતાનું નામ સાંભળીને નવકુમાર ચમક્યો, અને તેણે પેલા પુરૂષ તરફ જોયું. નવકુમાર ઓળખી ગયો કે આ પુરૂષ બીજો કોઈ નહિ પણ પૂર્વપરિચિત કાપાલિક હતો.

નવકુમાર ચમક્યો. પણ આ વેળાએ તેને કાપાલિકની બીક લાગી નહિ. તે બોલ્યોઃ–" શું કપાલકુંડલા તમને મળવા જાય છે?"

કાપાલિકઃ–" ના!"

નવકુમારનું મુખ લેવાઈ ગયું. દારૂણ વિશાદથી તેનો અવાજ ગળગળો થઈ ગયો. તે દુઃખી અવાજે બોલ્યોઃ–" મને જવા દો. મારો રસ્તો છોડો."

કાપાલિકઃ—" છોડું છું, પણ મારે તારી સાથે કેટલીક વાત કરવી છે. પહેલાં તું તે સાંભળી લે."

નવકુમારઃ " તમારે અને મારે હવે શો સંબંધ છે? તમે મારો જીવ લેવા આવ્યા છો? જો તેમ હોય તો ખુશીથી તેમ કરો. આ વાર હું તમને નહિ રોકું તમે અહીં ઊભા રહો. હું જઇને આવું છું. હાય! મેં શા માટે માતાજીના હવનમાં મારૂં બલીદાન ન આપવા દીધું? અફસોસ! અફસોસ! આજે મારે તેનાં જ આ કડવાં ફળ ભોગવવાં પડે છે. જેણે મારી રક્ષા કરી હતી તે જ આજે મારા સવનાશનું કારણ થવા તત્પર થઇ છે. આ વખતે મારો અવિશ્વાસ તમે ન કરશો. હું હમણાં જ આવીને તમને મારા જીવનનું બલીદાન આપવા જણાવીશ!"

કાપાલિકઃ—" હું તારો જીવ લેવા નથી આવ્યો. માતાજીની એવી ઇચ્છા નથી. હું જે કહેવા આવ્યો છું તેમાં તું જરૂર સમ્મત થઇશ જ. ઘરની અંદર ચાલ. હું કહું છું તે સાંભળ."

નવકુમારઃ—" હમણાં નહિ. બીજી કોઇ વખતે સાંભળીશ. તમે હમણાં મારી વાટ જોઈને અહીં ઊભા રહો. મારે જરૂરનું કામ છે. તે પૂરૂં કરીને હું હમણાં જ ચાલ્યો આવું છું."

કાપાલિકઃ—" વત્સ! તું શા કામને માટે જાય છે એ સર્વ હું જાણું છું. તું તે કુલકલંક પાપિષ્ટા કપાલકુંડલાનાં કુટિલ કૃત્યોનું અવલોકન કરવા જાય છે એ મને માલૂમ છે. પણ હાલ તું મારી સાથે તારે ઘેર પાછો ચાલ. હું કહું છું તે સાંભળી લે. પછી હું જ તને તે કુટિલ કામિનીનાં કુકૃત્યો જોવા લઈ જઇશ. તે ક્યાં જાય છે એ હું સારી રીતે જાણું છું! તું કશી ચિન્તા કરીશ નહિં."

નવકુમાર બોલ્યોઃ–" ઠીક; ચાલો."

બન્ને જણ નવકુમારના ઘર તરફ ગયા. પોતાના દિવાનખાનામાં કાપાલિકને બેસાડીને નવકુમાર બોલ્યો,-"હવે જે કહેવું હોય તે કહો."

કાપાલિકે પહેલાં તો પોતાના બન્ને હાથ નવકુમારને બતાવ્યા. નવકુમારે જોયું કે બન્ને હાથ તુટી ગયેલા છે. કાપાલિકે આજ સુધીનો પોતાનો વૃત્તાન્ત નવકુમારને જણાવ્યો. તેનો ટુંક સારાંશ આ પ્રમાણે હતો.

જે રાત્રિએ કાપાલિકના પંઝામાંથી છુટીને કપાલકુંડલા સાથે નવકુમાર નાસી ગયો હતો; તે વખતે કાપાલિક આ બન્ને જણાની શોધમાં એક ઉંચી રેતીની ટેકરી ઉપર ચડયો હતો; પણ અચાનક રેતીની ભેખડ ધસી પડવાથી કાપાલિક દરિયામાં તુટી પડયો હતો. ત્યાંથી પોતાના શરીરનું રક્ષણ કરીને જેમ તેમ તે બહાર તો નીકળી શકયો હતો, પણ ઉંચેથી પડવાથી તેના બન્ને હાથ તુટી ગયા હતા, અને તે ફરીથી કોઇ પણ રીતે સાજા થઇ શકયા નહોતા.

પોતાનું આટલું વર્ણન આપ્યા પછી નવકુમારને કાપાલિક કહેવા લાગ્યો,-"વત્સ! તે દિવસથી આ બાહુમાં કાંઇ પણ બળ નથી રહ્યું. બે લાકડાં પણ હવે મારાથી મહા કષ્ટે જ આ હાથો વતી ઉંચકી શકાય છે. આવી રીતે મારી દુર્બળ અવસ્થામાં એક દિવસે હું ઉંઘતો હતો એવામાં મને એક સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં માતાજીનાં મને દર્શન થયાં અને રૌદ્ર મુખમુદ્રા કરીને કહેવા લાગ્યાં, -રે દુષ્ટ અને દુરાચારી? તારા ચિત્તની મલિનતાના જ કારણથી તારાથી નવકુમારને બલીમાં આહુતિ આપી શકાઇ નથી. તેં કેવળ ઇંદ્રિયલાલસાને વશીભૂત થઇને જ કપાલકુંડલાના શોણિતનું મને બલીદાન નથી દીધું. તારા એ અપરાધને માટે જ આ શિક્ષા થઈ છે. મને તારા હાથની પૂજાની હવે અપેક્ષા નથી. માટે જ તે હાથો ભાગી ગયા છે."

"હું બાળકની માફક માતાજીના ચરણમાં પડીને અતિશય આક્રંદ કરવા લાગ્યો, તથા મારા ઉપર દયા કરવાને મેં માતાજીને

વિનંતિ કરી મારા કાલાવાલા અને આજીજીથી માતાજી પ્રસન્ન થયાં અને બોલ્યાં:-'જ્યાંસુધી તું કપાલકુંડલાનું મને બલીદાન નહિ દે ત્યાંસુધી હું તારી પૂજા નહિ સ્વીકારૂં. માટે કપાલકુંડલાનું મને બલીદાન દેજે !'

" માતાજી આવી રીતે કહીને અદશ્ય થઈ ગયાં. હું જાગ્યો ત્યારે જોયું કે કપાલકુંડલાનું માતાજીને બલીદાન આપવાનું મારામાં સામર્થ્ય નથી. મારા હાથ ભાગી ગયા હતા. કપાલકુંડલાનો વધ કરવાનું કામ હવે મારાથી તો બની શકે એમ હતું જ નહિ. આથી મેં આ કાર્યને માટે એક મદદનીશ શોધવાનો નિશ્ચય કર્યો. પણ વત્સ ! દિવસે દિવસે દેવદેવીઓ ઉપરથી લોકોની શ્રદ્ધા ઉઠી જવા લાગી છે. સંસારના પામર જીવો માયાની મોહજાળમાં મસ્ત બની દિવસે દિવસે અધર્મ અને પાપનાં પૂતળાં બનવા લાગ્યાં છે. મ્લેચ્છ લોકોના શાસનકાળનો આ સમય છે. આવા સંજોગોથી મને કોઇ પણ સાથીદાર આ કાર્યને માટે મળી શકતો નથી. હું દરરોજ નિરાશ ચિત્તે આ જંગલમાં હવન કરી ઘીની આહૂતિ આપું છું. માતાજીની પૂજા કરી શકતો નથી. ત્યાં અચાનક ગઇ કાલે મેં એક વિચિત્ર દશ્ય જોયું; અરે મને આશ્ચર્ય થયું. મેં કપાકુંડલાને એક તરૂણ બ્રાહ્મણકુમારની સોડમાં બેસીને પ્રેમાલાપ કરતાં જોઈ. થોડીક વાર મને નવાઇ લાગી પણ પછી મને એમાં જરાકે નવાઈ ન લાગી. જે સ્ત્રીએ પોતાના પાલક પિતાને તરછોડી દીધો, અને જે પોતાની કામપિપાસા તૃપ્ત કરવાને માટે તારી સાથે નાસી ગઈ, તે સ્ત્રી તારાથી કંટાળી જઇને અન્ય સાથે રતિકેલીની ક્રિયા કરે તેમાં વધારે નવાઇ શી હોય ? એવી દુરાચરણી સ્ત્રીઓ ઉપરથી સારી દેખાય છે, પણ તેમનાં હૃદય તો પ્રપંચથી પરિપૂર્ણ હોય છે; વત્સ ! તેમનાં મ્હોંમાં મધ અને હૃદયમાં વિષારી સર્પોથી પણ વિશેષ ઝેર ભરેલું હોય છે. તેઓ સફેદ ચામડીની કાળી નાગણો જ છે. તારા સંસારસુખનું સત્યાનાશ ન વળે, તારા નિર્મળ અને ઉજ્જવલ કુળમાં કલંક ન લાગે અને

આવી પાપાચરણી સ્ત્રીના સંગમાં હવે તું તારો કાળ ન ગૂમાવે એ હેતુથી આજે હું તને ચેતાવવા આવતો હતો અને તને પ્રત્યક્ષ પ્રમાણ બતાવવા માગતો હતો.

" નવકુમાર ! આવી દુષ્ટ અને વ્યભિચારી સ્ત્રીઓ વધને યોગ્ય જ છે. શાસ્ત્રમાં કહ્યું છે કે "**भार्या रूपवती शत्रु**" તારી રૂપવતી ભાર્યાએ તારા શત્રુની ગરજ સારીને તારા સંસારસુખનું અને તારી બાપદાદાથી ચાલતી આવેલી આબરૂનું સત્યાનાશ વાળ્યું છે. આવી દુરાચરણી સ્ત્રીનો તારા કુળના માનમરતબા અને મોભાને ખાતર નાશ થવો જ ઇષ્ટ છે. સંસારવ્યવહારનાં કાર્યો સહેલાં નથી. વટ, વહીવટ, વહેવાર એ સર્વ માણસોને સંભાળવાં પડે છે. પત્ની દુરાચરણી મળી હોય ત્યાં માન અને મોભો સાચવવાનો કયાં રહ્યો ? વટ, વહીવટ, વહેવારનું પણ પાલન શી રીતે થઇ શકે ? માટે આવી પાપી પ્રમદાનો તારે નાશ કરવો જોઇએ, માતાજીની એવી આજ્ઞા છે. જો તું પુરુષ જ હોય, અને કાપુરુષ ન હોય તો તારી વ્યભિચારી ભાર્યાનો તારા સ્વહસ્તે વધ કરી, માતાજીને તેના શોણિતનું બલીદાન દે. માતાજી તારા ઉપર પ્રસન્ન થશે. તારો સંસાર સુખમય થશે. માતાજીની આશીશથી હું સુખી બનીશ. એક વેળાએ માતાજીના બલીદાનમાંથી છટકી જવાથી તારી આ દશા થઈ છે, ફરીથી માતાજીની આજ્ઞાનું ઉલંઘન કરીશ તો તારા સંકટનો પાર નહિ રહે. માતાજીનું કામ જબરૂં છે. તેના પડછા જીવતા જાગતા છે. માટે હજુ પણ વખત છે. તું ચેત, અને પાપી અને કપટી કપાલકુંડલાનો વધ કરી તેની કપટકળાનો અંત આણ ! હાલ તો તું મારી સાથે ચાલ અને કપાલકુંડલાનાં કારસ્થાન પ્રત્યક્ષ જો ! "

ચાવી આપેલા પૂતળાની માફક નવકુમાર ઊભો થયો. કાપાલિક જંગલમાં નવકુમારને લઈ ગયો.

---

# પ્રકરણ ૧૪ મું.

## આદર્શ ત્યાગ !

" Be at peace; it is your sister that addresses you. Requite Lucretia's love."

—*Lucretia.*



હવે આપણે કપાલકુંડલા તરફ નજર ફેરવીએ. તે જંગલમાં બ્રાહ્મણવેશધારી સ્ત્રીને મળવાના ઇરાદાથી આગળ અને આગળ વધી. આખરે તે ગઈ કાલવાળા ભાંગેલા ઘર આગળ આવી પહોંચી. ત્યાં આગળ તે બ્રાહ્મણવેશધારી વ્યક્તિ ઊભેલી હતી. આજે પણ તેણે પુરુષનોજ પોશાક ગઈ કાલની માફક ધારણ કરેલો હતો. કપાલકુંડલાને આવતી જોઈ તે બોલ્યોઃ–" અહીં કાલવાળા કાપાલિકના આવી પહોંચવાનો ભય છે. માટે અહીં વાતચીત કરવી એ ઠીક નહિ. ચાલો આપણે બીજી જગ્યાએ જઈએ."

કપાલકુંડલા બોલ્યાચાલ્યા સિવાય તેની પાછળ ચાલી. આગળ ચાલતાં જંગલમાં એક વૃક્ષનું થડ આડું પડેલું હતું. તેના ઉપર બન્ને જણાં બેઠાં. ચંદ્રનો પ્રકાશ ત્યાં આછો આછો પડતો હતો. કારણ કે આજુબાજુએ પુષ્કળ વૃક્ષો ઉગેલાં હતાં. ત્યાં બેઠા બાદ બ્રાહ્મણ વેશધારી બોલ્યોઃ–" પહેલાં હું તને મારો પરિચય આપું. હું જે વાત કહેવા માગું છું તેમાં એ કાર્યથી ઘણી સરળતા થશે. તું તારા પતિની સાથે પહેલવહેલી આવતી હતી, ત્યારે માર્ગમાં એક ધર્મશાળામાં એક યવન સ્ત્રી સાથે તારો મેળાપ થયો હતો, એ વાત તને સાંભરે છે ?"

કપાલકુંડલાઃ—" જે સ્ત્રીએ મને ઘરેણાં પહેરાવ્યાં હતાં તે સ્ત્રીની તમ વાત કરો છો ?"

બ્રાહ્મણવેશધારીઃ—" હા તે જ. તે સ્ત્રી તે હું જ છું."

કપાલકુંડલા અત્યંત આશ્ચર્ય પામી અને દિગ્મૂઢ બની. તે સ્ત્રીના મ્હોં સામું જોવા લાગી. તે સ્ત્રી બોલી:—" કપાલકુંડલા ! અત્યારથી શાની નવાઈ પામે છે ? હજુ તો તને વધારે નવાઇ લાગશે. હું તારી શોક્ય છું ! "

હવે તો કપાલકુંડલાના આશ્ચર્યની અવધિ જ થઇ ગઇ. તે ચમકીને બોલી:-" હેં ! શું તમે ખરૂં કહો છો ? "

લુત્ફુન્નિસાએ હા પાડી અને પોતાનો પ્રથમનો સર્વ વૃત્તાંત કપાલકુંડલાને કહી સંભળાવ્યો. વિવાહ, જાતિભ્રષ્ટતા, સ્વામી તરફથી ત્યાગ, જહાંગીર સાથેનો પ્રેમસબંધ, આગ્રા અને દીલ્હીમાં ભોગવેલી જાહોજલાલી, મહિર-ઉન્-નિસાની વચ્ચે થયેલી ડખલ, આગ્રાનો ત્યાગ, સપ્તગ્રામમાં આવવું, નવકુમારની સાથેનો મેળાપ, નવકુમારનો પોતા પ્રત્યેનો તીરસ્કાર, છૂપા વેશથી વનમાં આવવું, અને કાપાલિકની સાથેનો મેળાપ, એ સર્વ વાત તેણીએ કપાલકુંડલાને વિસ્તારપૂર્વક કહી સંભળાવી. વાંચનાર સ્મરણમાં રાખશે કે આ લંબાણ વાર્તાલાપમાં લગભગ બે ત્રણ ઘડી જેટલો સમય વ્યતીત થઇ ગયો હતો,

સર્વ વાત સાંભળી લીધા પછી કપાલકુંડલા બોલી:-"તમે શા ઉદ્દેશથી છૂપો વેશ ધારણ કરીને અહીં આવ્યાં હતાં ? "

લુત્ફુન્નિસા:—" સ્વામીની સાથે તારો અણબનાવ કરાવી તારો સદાને માટે વિયોગ કરાવવા ! "

કપાલકુંડલા ચિંતાપૂર્વક બોલી: " તમે આ ઉદ્દેશ શી રીતે પાર પાડવાનાં હતાં ? "

લુત્ફુન્નિસા:—" કળ, બળ અને છળનો ઉપયોગ કરી, તન, મન અને ધનથી યોજી શકાય એવા તમામ ઉપાયો યોજીને નવકુમારના મગજમાં તું દુરાચરણી છે એવું સાબીત કરાવત, અને તારા સતીત્વ ઉપર શંકા લાવત. પણ હવે એ માર્ગ મને લેવા ઇચ્છા નથી. જો તું મારા કહેવા પ્રમાણે કામ કરે તો મારા મનોરથ સિદ્ધ થશે અને તું પણ સુખી થઈશ. "

કપાલકુંડલાઃ—"કાપાલિક મારે માટે કેવો વિચાર રાખે છે ?"

લુત્ફુન્નિસાઃ—" તે જ્યારે હોમ કરતો હતો ત્યારે મેં અચાનક તારૂં નામ તેના મુખમાંથી સાંભળ્યું. આ ઉપરથી હું તેની પાસે રાતે બેઠી અને જાણી લીધું કે તારો વિનાશ કરવાના વિચારથી જ કાપાલિક હોમ કરતો હતો. મારૂં પણ એ જ પ્રયોજન હતું. આ સબંધી વિચાર કરવાને પેલા ભાગેલા ઘરમાં અમે બે જણાં મળ્યાં હતાં, અને તારે માટે હવે કેવો ઉપાય યોજવો તેનો વિચાર કરતાં હતાં. ત્યાં મેં તેનો વિચાર જાણી લીધો. તારો નાશ કરવો, તને મારી નાખવી એ-જ તેનો ઉદ્દેશ છે. તારૂં મૃત્યુ થાય તેમાં કાંઇ મને ખાસ લાભ નથી. મેં આ જન્મમાં અનેક પાપ કર્યાં છે. શિયળભંગ, વ્યભિચાર, માતાપિતાની અવગણના, વિશ્વાસઘાત, અધર્મ, એ સર્વ મહાપાપો હું કરી ચૂકી છું. તારા જેવી નિર્દોષ અને ભોળી સ્ત્રીનું ખૂન કરવામાં ભાગ લઈ સ્ત્રીહત્યાના પાપની ભોક્તા બનવાની મને ઇચ્છા નથી, આથી હું કાપાલિકને કહેતી હતી કે મારાથી ખૂન કરવાનું કાર્ય નહિ બને. મને લાગે છે કે અમારી કાંઇક વાતચીત તેં સાંભળી લીધેલી હોવી જોઇએ. "

કપાલકુંડલાઃ—" હા; મેં થોડીક વાત સાંભળી લીધી હતી. "

લુત્ફુન્નિસાઃ—" અમારી વાતનો શો છેડો આવે છે તે જાણી, પછી તને બધી વાત કહું એવા વિચારથી હું તને બહાર બેસાડીને અંદર ગઈ હતી. "

કપાલકુંડલાઃ—" પાછાં કેમ ન ફર્યાં ? "

લુત્ફુન્નિસાઃ—" કાપાલિકે મને ઘણી વાતો કહી. તેમાંની ઘણી તું નથી જાણતી. તું જ્યારે નવકુમારની સાથે આવતી રહી ત્યારે કાપાલિક ભેખડ ઉપર ચડીને તમને જોતો હતો. તે પછી કાપાલિકની શી ગતિ થઈ તે સર્વ વૃત્તાંત તું નથી જાણતી. તે સર્વ હું તને કહું છું. "

લુત્ફુન્નિસાએ કપાલકુંડલાને કાપાલિકની બધી વાત કહી. સર્વ વાત સાંભળીને કપાલકુંડલા ચમકી ઉઠી. તેનું સર્વ અંગ

કંપવા લાગ્યું. વાચકો આ સ્થળે યાદ રાખશો કે આ સર્વ વ
વાતચીત દરમ્યાન કપાલકુંડલાને ઘરથી નીકળ્યાને એક પહોર
વધારે સમય વીતી ગયો હતો.

લુત્ફુન્નિસા બોલી:—" ભવાની માની આજ્ઞાનું પાલન ક
કાપાલિકે દૃઢ પ્રતિજ્ઞા કરી છે. તેના હાથ ભાગી ગયા છે. એટલે
વધ કરવાનું કાર્ય એનાથી એકલે હાથે બની શકે એમ નથી
આ કાર્યમાં જે એક માણસની મદદ જોઇએ તે માટે તે
સહાય માગવા ઇચ્છતો હતો અને તે જ કારણથી તેણે મને પે
વિશ્વાસમાં લઇને બધી વાત કહી હતી. પણ હું તેના આ પૈ
કાંડમાં પ્રવૃત્ત થવાને સાફ ના પાડી બેઠી. મારે તારો જીવ લેવો
હું તને આજે એટલા માટે મળી હતી કે તારો જીવ લેવાનું
હાથમાં છતાં મેં તેમ કર્યું નથી અને કરવા ઇચ્છતી નથી.
મેં તને જીવનદાન આપ્યું છે એમ કહીએ તો પણ ચાલે.
સ્થિતિમાં તું પણ મારે માટે કાંઈ કર."

કપાલકુંડલા:—" શું કરૂં ?"

લુત્ફુન્નિસા:—" તું મને જીવનદાન દે. સ્વામીનો ત્યાગ

કપાલકુંડલા લાંબો વખત સુધી ચૂપ રહી. તેણીએ જવ
દીધો. થોડીક વાર પછી તે બોલી:–" સ્વામીનો ત્યાગ કર
ક્યાં જઇશ ?"

લુત્ફુન્નિસા:—" તું પરદેશમાં–બહુ દૂર–જા. તને ધન
પૈસા આપું, વસ્ત્રો આપું, વાહન આપું, દાસદાસીઓ આપું; તુ
તે બધું આપું, પણ મારે માટે તું હવે પરદેશ જા !"

સંસારવ્યવહારની કપટકળાથી અજાણી કપાલકુંડલા ઉપ
સર્વ પ્રપંચ એક સામટા રચાતા હતા, તેથી તે ગભરાઈ ગઇ.
કરવું તેની તેને સમજણ ન પડી. થોડીક વાર વિચાર કર્યા પ
બોલી:–" તમે મારા ઉપકાર કર્યા છે કે નહિ તે હું હજુ સુધ
સમજી શકતી. મારે ધન, ઐશ્વર્ય, દાસ, દાસી, કશાની પણ
નથી. પણ તમારા સુખમાં કંટકરૂપ શા માટે થાઉં ? ભલે !

મનોરથ સિદ્ધ થાઓ ! કાલથી તમે મને સપ્તગ્રામ અથવા આજુ-બાજુના પ્રદેશમાં નહિ જૂઓ ! હું વનવાસિની હતી અને વનવાસિની બનીશ ! "

લુત્ફુન્નિસા મૂઢની માફક જોઈ રહી. આવો ઉત્તમ અને આદર્શ ત્યાગ કપાલકુંડલા કરશે, અને તે પણ આટલી સહેલાઇથી, તે તેણીએ સ્વપ્ને પણ ધાર્યું નહોતું. તે આશ્ચર્યથી અસ્પષ્ટ અવાજે બોલી: "બ્હેન ! તું મનુષ્યતનયા નહિ પણ દેવી છે. તેં મને જીવનદાન દીધું છે. તારા અનહદ ઉપકાર આગળ હું તુચ્છ છું—પામર છું, પણ તને હું એમ ને એમ જવા નહિ દઉં. કાલે તારી પાસે મારી એક ચાલાક દાસીને મોકલીશ. તું તેની સાથે જજે. બર્દવાનમાં મારી એક માનીતી સખી રહે છે. તે તારે જોઇતી તમામ વસ્તુઓ તને આપશે. પછી તું તે લઇને તારી મરજી પડે ત્યાં જજે. આહ ! બ્હેન ! બ્હેન ! તારી ઉદારતાને ધન્ય છે ! "

એમ કહીને લુત્ફુન્નિસા કપાલકુંડલાને ભેટી પડી, અને તેના વિશાળ કપાળ ઉપર અતિશય મમતાથી ચુંબન કર્યું. કપાલકુંડલાની આંખમાં પણ આંસુ આવ્યાં. બે પળ આવી રીતે બન્ને જણાં એક બીજાના બાહુમાં વીંટળાઇને છેલ્લી વારની મુલાકાત લેતાં હતાં.

---

## પ્રકરણ ૧૫ મું

### વ્યામોહ

---

क्रोधाद् भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात् प्रणश्यति ॥

श्रीमद्भगवद्गीता ।



ત્ફુન્નિસા અને કપાલકુંડલા જ્યારે અરસપરસ આ પ્રમાણે વાર્તાલાપ કરી રહ્યાં હતાં ત્યારે તે જગ્યાથી થોડેક દૂર અંધકારમાં એક વિશાળ વૃક્ષના ઓથા તળે છૂપાઇને બે વ્યક્તિઓ આ દશ્ય તરફ જોઈ રહી હતી. તેમાંથી એક નવકુમાર અને બીજો કાપાલિક હતો તે વાચકો સમજી ગયા હશે જ.

એક બાજુએ કપાલકુંડલા પોતાની શોક્યના દુઃખથી દ્રવિ જઇને પોતાનું સર્વસ્વ છોડી દેવા જેવી–માનવજાતિમાં ન જોવામાં આવે એવી–ઉદારતાનું દિગ્દર્શન કરાવી રહી હતી, ત્યારે બીજી બાજુએ તે જ કપાલકુંડલાને નવકુમાર કપટી કાપાલિકની કપટકળાથી અને સંજોગોનો ભોગ બનીને પિશાચિની અને વ્યભિચારિણીના સ્વરૂપમાં જોતો હતો. કેટલીક વાર નજરે જોયેલી વાત પણ ખોટી પડે છે, તેનું આ એક આબેહૂબ દશ્ય હતું. કાપાલિકે જાણી જોઇને નવકુમારને થોડે દૂર ઊભો રાખ્યો હતો. ગીચ જંગલમાં ચંદ્રના ઝાંખા પ્રકાશમાં નવકુમાર પોતાની પરમપ્રિય પત્નીને એક જુવાન, સશક્ત અને કાન્તિમાન બ્રાહ્મણ યુવકની સોડમાં એક જ સ્થળે બેસીને વાતો કરતી જોઈ શકતો હતો. પણ તે જ કપાલકુંડલા કેવો આદર્શ આત્મત્યાગ કરી રહી હતી, તેનો આ હતભાગી પુરુષને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. તેની બુદ્ધિ બ્હેર મારી ગઈ હતી. અંગે અંગે તેને ક્રોધ વાપ્યો હતો. લગભગ એક પ્રહર જેટલા સમય સુધી પોતાની પત્નીને અન્ય પુરૂષના પડખામાં બેઠેલી જોઇને તે બ્હાવરો અને બ્હેબાકળો બની ગયો હતો. ધીમે ધીમે તે બ્રાહ્મણકુમાર કપાકુંડલાની છેક જ નજીક જઇને બેઠો હતો, અને કપાલકુંડલાના ખુલ્લા વાળ તે બ્રાહ્મણકુમારના વાળ સાથે એકત્ર થઈ ગયા હતા, તે નવકુમાર ચીરાતા હદયે જોતો હતો. છેવટે જ્યારે બ્રાહ્મણવેશધારી લુત્ફુન્નિસાએ કપાલકુંડલાને ભેટીને તેના કપાળ ઉપર ચુંબન કર્યું, અને ત્યારે પણ કપાલકુંડલાએ કાંઈ વાંધો ન લીધો, ત્યારે નવકુમારની સંપૂર્ણ

ખાત્રી થઈ ગઇ કે સ્રીચરિત્રનો મહિમા અજબ છે. પોતાને ભોળી, નિર્દોષ કહેવડાવતી કપાલકુંડલા એક કુટિલ કામિનીને છાજે એવાં કુકૃત્યો કરી રહી હતી! નવકુમારને એક પ્રકારનો વ્યામોહ લાગુ પડયો હતો.

આવી અપૂર્વ તક ફરી ફરીને નહિ મળે એમ ધારી કાપાલિકે પોતાની પીઠે લટકાવેલા એક કાંસાના પાત્રમાંથી એક પ્યાલામાં કાંઈક પ્રવાહી પદાર્થ કાઢયો, અને તે નવકુમારને આપીને બોલ્યો:—" વત્સ ! લે,—લઈ લે ! મા ભવાનીની આ પ્રસાદી છે. તું તારા સંસારસુખનું સદંતર સત્યાનાશ વળી ગયેલું જોઈ નિર્બળ બની ગયો છે. આ માતાજીની પ્રસાદીનું પાન કરી જા. માતાજીની આજ્ઞા છે. બોલ, જય જગદંબે ! "

કાપાલિકે નવકુમારના મુખ આગળ પાત્ર ધરી દીધું સારાસારનો વિચાર કર્યા વિના નવકુમાર તે મદિરાનું પાન કરી ગયો. ઉગ્ર મદિરાનું પાન કરતાં જ તેનામાં સ્ફુર્તિ આવી ગઇ.

આ વખતે લુત્ફુન્નિસા કપાલકુંડલાને કહેતી હતી:—" વ્હાલી બ્હેન ! તેં જે અદ્‌ભુત અને આદર્શ ત્યાગ કર્યો છે તેનો બદલો વાળવાનો તો મારા કરમમાં સ્વપ્ને પણ વખત નહિ આવે; પણ જો હું તને હંમેશાં સાંભરતી રહું તો મને બહુ આનંદ થાય. મારૂં સંભારણું તને રહે એટલા માટે અત્યારે હું તને સ્મરણચિન્હ તરિકે કાંઇ આપવા માગું છું. મેં તને એક વખત જે દાગીના આપ્યા હતા તે તેં કોઈ ગરિબ બ્રાહ્મણને આપી દીધા હતા એવી મને ખબર મળી હતી. અત્યારે મારી પાસે તને આપવા જેવું કાંઇ જ નથી. માત્ર આ એક હીરાની વીંટી આંગળીએ છે. એ વીંટી હું તને મારા સંભારણા તરીકે આપું છું. આ અંગુઠી તું રાખજે, અને તારી મલેચ્છ અને ધર્મભ્રષ્ટ ભગિનીને સંભારજે. આજરાત્રે કદાચ સ્વામી એમ પૂછે કે આ વીંટી કયાંથી આવી, તો કહેજે કે લુત્ફુન્નિસાએ તે આપી છે. "

એમ કહીને લુત્ફુન્નિસાએ વીંટી પોતાને હાથે કપાલકુંડલાની આંગળીએ પહેરાવી. પછી સ્નેહથી કપાલકુંડલાના હાથને પોતાના

હાથમાં લઇ તે ઉપર નીચા વળીને ફરીથી ચુંબન કર્યું !

નવકુમાર થરથર કંપતો હતો. કાપાલિકે બીજો પ્યાલો ભરીને નવકુમારના મ્હોંએ લગાડી દીધો. નવકુમાર પી ગયો. નવકુમારની વિચારશક્તિનો મદિરાપાનથી સર્વથા લોપ થઇ ગયો. કપાલકુંડલા ઉપર પ્રચંડ વૈર લેવું એ જ હવે તેના જીવનનો ઉદ્દેશ થઈ પડયો.

આ બાજુએ લુત્ફુન્નિસા વાતચીત પૂરી થયાથી એક બાજુએ થઇને ચાલી ગઈ અને કપાલકુંડલા ઘર તરફ જવા નીકળી.

નવકુમાર અને કાપાલિક પણ કપાલકુંડલા ન જાણે એમ તેની પાછળ પાછળ ચાલવા લગ્યા.

---

## પ્રકરણ ૧૬ મું

---

### સ્મશાનભૂમિ

"वपुषा करणोज्झितेन सा निपतन्ती प्रतिमाप्यपातयत् ।
ननु तैलनिषेकबिन्दुना सह दीप्तार्चिरमति मेदिनीम् ॥"

—रघुवंश ।

---




પાલકુંડલા ધીમે ધીમે ઘર તરફ ચાલી. તેનું મગજ અત્યારે ભારે ચિન્તાઓથી ભરાઇ ગયું હતું. તેણે છેવટે એવો નિશ્ચય કર્યો કે સ્વામીસુખથી વંચિત બની જંગલમાં ફરીને દહાડા કાઢવા તેને બદલે જીવન વિસર્જન કરવું શું ખોટું ? બધી તકરાર અને બધા કલહનો ત્યાં જ અંત આવી જાય.

કપાલકુંડલાને પરપુરુષ સાથે પ્રત્યક્ષ પ્રેમાલાપ કરતાં નવકુમારે જોઈ. હવે તેણી ઘર તરફ જશે, અને ત્યાં નિર્દોષ અને ભોળી ભામિનીની માફક સવારે ઉઠશે. મદિરાની ખુમારીમાં ઉન્મત બનેલા નવકુમારને આ વિચારથી તમ્મર આવવા લાગી. તે અતિશય ઉશ્કેરાઈ ગયો, અને તેને ગળે શોષ પડવા લાગ્યો. તેણે કાપાલિકની પાસે થોડું જળ માગ્યું. કાપાલિકે વળી મદિરા આપી. નવકુમાર તે ગટગટાવી ગયો. હવે બુદ્ધિનો સર્વથા લોપ થઇ ગયો. તે બોલ્યો: "મહારાજ! લાવો તરવાર! મને તે કપટી કામિનીનું ખૂન કરવા દો! હવે વિલમ્બ શા માટે?"

કાપાલિક:—"હવે વિલમ્બ શા માટે? કપાલકુંડલાને લઈ ચાલ નજીકની સ્મશાનભૂમિમાં! ત્યાં હવનનાં સર્વ સાધનો તૈયાર છે. દેવીને બલિદાન દેવાશે, તારા કલહનો અંત આવશે, તું સુખી થઈશ, માતાજી પ્રસન્ન થશે."

નવકુમાર ગર્જના કરીને બોલી ઉઠયો:–"કપાલકુંડલા!"

કપાલકુંડલા પાછી ફરી અને તેણે નવકુમાર તથા કાપાલિકને જોયા. તે ચમકી અને ખમચાઇને ઊભી રહી. નવકુમારે તેણીનો કોમલ હાથ પોતાની મૂઠીમાં પકડી લીધો. કપાલકુંડલા બોલી:–"તમે બન્ને અત્યારે અહીં? મને કયાં લઇ જાઓ છો?"

નવકુમાર:—"નજીકની સ્મશાનભૂમિમાં ચાલ! ત્યાં આજે તારૂં બલિદાન દેવાનું છે"

કાપાલિક:—"ચાલ! પુત્રી! ત્યાં ચાલ! આજે તારો જન્મ સાર્થક થયો. તારાં સર્વ પાપો ધોવાઇ જશે. તું માજીના શરણે જઇશ!"

કપાલકુંડલાએ કાંઇ પણ જવાબ ન દીધો. નવકુમાર તેણીનો હાથ પકડીને સ્મશાનભૂમિ તરફ ચાલવા લાગ્યો. પોતાના હાથને છોડાવવાનો સ્હેજ પણ પ્રયત્ન કર્યા સિવાય કપાલકુંડલા પણ ચાલી.

## પ્રકરણ ૧૭મું

### સુખમય સંસારનો દુઃખમય અંત.

" Heaven witness,
I have been to you a true and humble wife."
—" King Henry Viii "
—*Shakespeare*



ચંદ્રમા ધીમે ધીમે અસ્ત થયો. વિશ્વમાં અંધકાર વ્યાપી ગયો. ધીમે ધીમે કપાલકુંડલાને લઇને નવકુમાર તથા કાપાલિક પ્રેતભૂમિમાં આવી પહોંચ્યા. અત્યારે પ્રેતભૂમિ મહા ભયંકર સ્વરૂપ ધારણ કરી રહી હતી. પ્રેતભૂમિની એક બાજુએ દૂર ગંગા નદી વહેતી હતી. તે નદીને કીનારે રેતીનું એક મેદાન હતું, અને તેની ભેખડોને અથડાઇને ગંગા નદી પૂર જોસમાં નીચે ઊંડાણમાં ખળાખળ શબ્દ કરતી વહી જતી હતી. નદીનું પાણી ઘણા નીચાણમાં અને જોસમાં વહેતું હતું જ્યારે તેની ઉંચી ભેખડો અને કરોડો ઉપર પ્રેતભૂમિ આવેલી હતી. નર્મદા અગર મહી નદીનાં કોતરડાં અને ભેખડો જેણે જોઇ હશે તેને આ ભેખડોનો જલદીથી ખ્યાલ આવી શકશે.

પાછલી રાતના વખતે અંધકારમાં સ્મશાનભૂમિ વીંટળાઇ ગયેલી હતી. ત્યાં કાપાલિકે અગ્નિ થોડો થોડો સળગાવ્યો હતો. તેના ઝાંખા પ્રકાશમાં સ્મશાનભૂમિ વિશેષ ભયંકર જણાતી હતી.

કાપાલિકે નવકુમાર અને કપાલકુંડલાને એક દર્ભના આસન ઉપર બેસાડયાં અને મંત્રોચ્ચાર કરી હોમનો આરંભ કરી દીધો.

યોગ્ય ક્રિયા થઇ રહ્યા પછી કપાલકુંડલાના વધનો પ્રસંગ આવી પહોંચ્યો. કાપાલિકે નવકુમારને આજ્ઞા કરી કે:–" વત્સ ! કપાલકુંડલાને સ્નાન કરાવી લાવ ! "

નવકુમાર મદિરાના નશામાં કપાલકુંડલાનો હાથ પકડી તેને નદી આગળ લઈ ગયો. રસ્તામાં જતાં જતાં હાડકાંના ટુકડાઓ, રાખોડીના ઢગલાઓ, વગેરે બન્નેના પગ તળે અથડાતા હતા. એટલામાં બન્ને જણા છેક નદીના કિનારા આગળ આવી પહોંચ્યાં. પણ હવે નદીમાં ન્હાવા શી રીતે અને કયાં આગળ જવું તેની શોધમાં નવકુમાર પડયો. ઉંચી ભેખડોમાંથી પાણીના પ્રવાહ આગળ જવાનો તે રસ્તો શોધવા લાગ્યો. એટલામાં અચાનક એક કઠણ વસ્તુની ઠોકર નવકુમારને વાગી. હાથ ફેરવીને જોયું તો કોઇક શબ હતું. બિચારા હતભાગી મનુષ્યની કોઇએ અંતિમક્રિયા પણ કરી નહોતી. ચારે બાજુએ માંસભક્ષી પક્ષીઓના કર્કશ અને ડરામણા સાદ થતા હતા.

કપાલકુંડલાએ જોયું કે નવકુમારનો હાથ કંપતો હતો. તે પોતે તદ્દન નિર્ભય અને શાંત હતી.

કપાલકુંડલા:—" ડરો છો ? "

નવકુમારનો મદિરાનો નશો ધીમે ધીમે ઓછો અને ઓછો થતો જતો હતો. તે ગંભીર સ્વરથી બોલ્યા:–" ડરૂં છું ? ડરતો નથી. '

કપાલકુંડલા:–" ત્યારે કેમ ધ્રૂજો છો ? "

નવકુમાર:–" ડરતો નથી. મને અતિશય અકળામણ થાય છે, તેથી હું કંપું છું. મને રડવાનું મન થાય છે પણ રડાતું નથી. "

કપાલકુંડલા મૃદુ સ્વરથી બોલી:–" શા માટે રડવાની ઇચ્છા થાય છે ? "

નવકુમાર:–"કપાલકુંડલા ! મૃણ્મયી ! હૃદયમાં દાવાનળ સળગી ઉઠયો છે. શું કહું ? મારાથી નથી રહેવાતું."

એમ બોલી કપાલકુંડલાના પગ આગળ લાંબો થઇને નવકુમાર આંખમાંથી ચોધાર આંસુ વરસાવતો બોલ્યો:–" કપાલકુંડલા ! મને બચાવ ! મને શાંત કર ! તારા પગે પડું છું ! મને એક વાર કહે કે તું મારી સાથે દગો નથી રમી. બસ, મને ફક્ત એટલું જ કહે, અને

તને હમણાં ને હમણાં મારા હૈયા સરસી ચાંપીને ઘેર લઈ જઇશ! મને ના તલસાવ!"

કપાલકુંડલા નવકુમારને જમીન ઉપરથી ઉઠાડીને બોલી:—"તમે મને-કયારે પૂછ્યું હતું? દૈવયોગે તમે મને અમુક પરપુરુષ સાથે વાત કરતાં જોઇ એવો તમને આભાસ થયો અને તમે મારૂં બલિદાન દેવા તત્પર થયા. તમારી સાથે વાદવિવાદ કરવો વૃથા હતો. સ્વામીના હૃદયમાં જ્યાં શંકાને સ્થાન મળ્યું ત્યાં તે સ્ત્રીનું જીવતર-જ બળ્યું."

આ વખતે વાતો કરતાં કરતાં બન્ને જણાં નદીની ઉંચી ભેખડની છેક કોર આગળ આવી પહોંચ્યાં હતાં. બંને એટલાં બધાં ઉશ્કેરાઇ ગયાં હતાં કે પોતે કયી જગ્યાએ ઊભાં છે તેનું તેમને ભાન નહોતું.

નવકુમાર બોલ્યો:-"કપાલકુંડલા! મારી ભૂલ થઇ. મને માફ કર! મને કહે કે શો બનાવ બન્યો છે. મારો બચાવ કર! મને સંતોષ આપ!"

કપાલકુંડલા:-"સ્વામીનાથ! તમારી આજ્ઞા મારે શિરસાવંદ્ય છે. હું તમારા તરફ વિશ્વાસઘાતી નથી નિવડી. તમારા કુળને કલંક લાગે એવું કોઈ પણ કૃત્ય મેં આજ સુધી નથી કર્યું. જે પુરુષને તમે મારી સાથે વાતચીત કરતાં જોયો હતો તે પુરુષ ન હતો પણ સ્ત્રી હતી, અને તેણે પુરુષનો પોશાક ધારણ કર્યો હતો; અને તે પુરુષ પણ બીજો કોઈ નહિ પણ તમારી પ્રથમની પત્ની અને મારી શોકય પદ્માવતી અથવા લુત્ફુન્નિસા હતી. મારી આ વાત સત્ય છે. જો તેમાં અસત્યનો સ્હેજ પણ અંશ હોય તો મને માતાજીની આણ છે. પ્રાણનાથ! પદ્માવતીને સુખ થાય, તમારા ચિત્તને શાંતિ થાય એ માટે હું તમને છોડીને આવતી કાલે તો જંગલમાં જતી રહેવાની હતી. મને સંભારણા તરિકે પદ્માવતીએ એક અંગુઠી આપી હતી તે આ મારી આંગળીએ છે. પ્રિયતમ! એક વર્ષના તમારા સહવાસથી હું તમારી સાથે ભોગવાતા આનંદનો જે લ્હાવો નહોતી લઇ શકતી તે છેલ્લા બે દિવસના સંજોગોથી મને ભોગવવા મન થાય છે. પણ હાય! મારાથી સામાનું દુઃખ નથી

મેં તમારો ત્યાગ કરી જંગલમાં રખડી રઝળી મારૂં જીવન પૂર્ણ કરવાનો નિશ્ચય કર્યો હતો. બે દિવસ ઉપર જો એ પ્રસંગ આવ્યો હોત તો હું તેમ કરી શકત. પણ હવે તમારે માટે મારા અંતઃકરણમાં જે ભાવના જાગૃત થઇ છે તેથી હું એકલી રહી શકું એમ નથી. આ કારણથી મારા આ દુઃખી જીવનનો કયા પ્રકારે અંત આણું? તેનો હું વિચાર કરતી હતી. એટલામાં આ પ્રસંગ બન્યો. મારે મરવું તો હતું જ. પછી મારા સ્વામી સ્વહસ્તે મારો વધ કરે, મારા પાલક પિતા તે યજ્ઞની ક્રિયા કરે, અને માતાજીના ચરણમાં મારા શોણિતનું તર્પણ થાય એથી વિશેષ ઉત્તમ પ્રકારનું મૃત્યુ મારે માટે કયું હોઈ શકે? મનમાં ફક્ત એટલો ખટકો રહી જતો હતો કે સ્વામીની શંકાનું સમાધાન થઇ ગયું હોત તો સારૂં થાત. તે પણ થઈ ગયું. હવે મારા હર્ષનો પાર રહ્યો નથી. તમે ભલે મને સ્નાન કરાવીને ત્યાં લઇ જાઓ, મારો વધ કરો, મારી માતાજીને આહૂતિ આપો. હવે હું કદિ ઘર તરફ નહિ આવું! નહિ આવું! પ્રિયતમ! મારો વધ કર્યા પછી તમે સુખેથી ઘેર જજો. જેને ખાતર મેં આ સહ્યું છે તે મારી ભગિની સમાન પદ્માવતીના અંતરાત્માને સંતોષજો. તેને સ્વામીસુખથી વંચિત ન કરશો. તેના અંતરના ઉમળકા પુરા કરજો. આ અભાગણીને માટે દુઃખી ન થશો. મને કોઇ કોઇ વાર સંભારશો તો પણ હું જીવતી છું એમ ગણાશે. વિદ્વાનો કહે છે કે **न खलु म्रियते यस्य वल्लभो जनः स्मरति।** મૃત્યુ એ મને કોઇ પણ રીતે ભયકારક નથી. માટે હવે સુખેથી કામ આટોપી લો.”

“નહિ! કપાલકુંડલા! દેવી! નહિ, તેમ નહિ બને, તું નહિ મરે!——” એમ બોલતાં બોલતાં નવકુમારે પોતાના હૃદયસરસી પોતાની પ્રિયતમાને ચાંપવાને માટે હાથ લંબાવ્યા. પણ અફસોસ! તે હાથમાં કાંઇજ ન આવ્યું. નદીની ઉંચી ભેખડના છેક છેડા ઉપર કપાલકુંડલા ઊભી હતી. તે ભેખડ અચાનક કડાકા સમેત તુટી પડી, અને ગંગા નદીના અનંત જળપ્રવાહમાં ભયાનક ઉંચાઇએથી કપાલકુંડલા તુટી પડીને તણાવા લાગી.

આ ભયંકર અવાજ નવકુમારે સાંભળ્યો. કપાલકુંડલાને ગંગાના જળપ્રવાહમાં અદશ્ય થતી જોઈ તેણે ક્રોધથી કપાલ કૂટયું. આવી દેવાંગના જેવી પત્નીના ઉપર તે મૂર્ખ બનીને ભયાનક વેર લેવા તૈયાર થયા હતા! તેના દારૂનો નશો પુરેપુરો ઉતરી ગયો હતો. ઉચ્ચ સ્વરે તે બોલ્યો: "હાય! દેવી! મેં તને વિના કારણ કષ્ટ આપ્યું. હું પિશાચ બન્યો! તને અનેક કષ્ટ આપ્યાં. હવે હું કદિ પણ જીવી શકું એમ નથી. તું ચાલી તો હવે મારા જેવા ક્રૂર કસાઈનું પણ આ જગતમાં કાંઇ કામ નથી! અરેરે!

"સંયોગી તુજ ના બન્યો, વિરહમાં જીવું બળી ભસ્મ હું,
"પ્યારી! શું દુઃખદાહ શું જીવિત છે, પ્યારૂં મને એવડું?
"એવું શું બનશે પ્રિયે! જગત્માં તારા વિના હું જીવું?
"તારી ખાક લગાવી અંગ પર શું બાવો બની હું ફરૂં?
* * * *
"તું જાતાં નવ હું રહું, જીવિતનો લોભી નથી હું નકી,
"તું સ્વર્ગે કર વાસ કે સમજજે, આ દાસ ઊભો તહીં!"

(કલાપી.)

આમ બોલીને નવકુમાર પણ કૂદકો મારીને નદીના પ્રવાહમાં કૂદી પડયો. તેણે આમતેમ પાણીમાં તડફડીયાં મારીને કપાલકુંડલાની શોધ કરવા માંડી. પણ કપાલકુંડલા તેને ન મળી. તે પણ જળમાં તણાવા લાગ્યો–તે બ્હાર નીકળી ન શકયો.

અનંત ગંગાપ્રવાહમાં, વસંતઋતુના તોફાનથી ઉછળતાં મોજાં અને પાણીના ઊંડા વમળમાં અથડાતાં કૂટાતાં આ પ્રેમિક પ્રેમિકા કયાં ગયાં? કપટી કાપાલિકનું શું થયું? પદ્માવતીના મનની આશા ફળી કે નહિ? એ સર્વ જાણવા માટે આપણે હવે આગળ નજર કરવી પડશે. વ્હેમનું બુરૂં પરિણામ આ ખંડમાં વાચકોએ જોઈ લીધું હશે. અત્રે અમે બીજો ખંડ પૂર્ણ કરીએ છીએ.

દ્વિતીય ખંડ સંપૂર્ણ.

# અભિપ્રાયો.

## સાહિત્ય મે ૧૯૨૩.

"ગુજરાતી ભાષામાં પાકશાસ્ત્રને લગતાં ઘણાં થોડાં પુસ્તકો પ્રગટ થયાં છે એ નવાઇ જેવું લાગે છે. ગુજરાતમાં રસોઇની કળા ઘણી આગળ વધી છે એટલુંજ નહીં પણ ઘણી સ્વાદિષ્ટ વાનીઓ બનાવવાનું માન ગુજરાતની સ્ત્રીઓને મળી શકે. અત્યાર લગીમાં બે ત્રણ પુસ્તકો બહાર પડયાં હતાં......શરૂઆતમાં ઘર ઉપયોગી રસોઇ કળા, પાક સંસ્કાર, અને ઘર ઉપયોગી પદાર્થની પરીક્ષા તથા ખોરકની સુચના આ ચાર ઉપયોગી નિબંધ આપ્યા પછી જુદી જુદી વાનીઓ કેમ બનાવવી તેની સુચનાઓ છે. ભાત, ચટણી, રાયતાં, શાક, મિષ્ટાન્ન, અથાણું વગેરે વાનીઓ જુદી જુદી જાતની અને જુદી જુદી રીતે કેમ બને તે અંદર જોઇતી ચિજોનાં પ્રમાણો સાથે સ્પષ્ટતાથી સમજાવ્યું છે. વાનીઓની સંખ્યા ઘણી મોટી છે, એ આ પાકશાસ્ત્રની ખરી ખુબી છે.

ઘણી બહેનોને રસોઈ વિષે ઘણું ઓછું જ્ઞાન હોય છે; અને રસોઇ એ હિંદુઓના ઘરની વિદ્યા અને કળા બંને છે, એ લક્ષમાં રાખીએ તો 'પાકશાસ્ત્ર' જેવો ગ્રન્થ ગુજરાત સમક્ષ મુકનાર બહેનોએ રોજને રોજની ચાલુ સેવા આપણને અર્પી છે, એમ કહેવું એ અતિશયોક્તિ નથી."

# Opinion of

## Rao Bahadur Govindbhai Hathibhai Desai.

B. A. LL. B.,

CHIEF JUDGE, VARISHTA COURT,

BARODA STATE.

BARODA, 24-4-23.

"Two Hindu Ladies, Ben Vimla and Lalitagaori, have prepared and published an excellent book on Cookery ( પાકશાસ્ત્ર ). They have taken great parsonal trouble and undergone great expenditure in this venture. The book is nicely printed, and supplies a long felt want for our households and schools. I am sure it will be of great use to our girls in the study of Cookery. The book indeed deserves a liberal patronage and encouragement."

# THE MODERN REVIEW.

## December 1923.

PAK-SASTRA (પાક શાસ્ત્ર): *By G. S. Lalita-Gavri Samrao, and G. S. Vimala Gavri Maganlal, of Nadiad. Printed at the Union Press, Bombay. Cloth cover, pp. 285. Price Rs. 3-0-0 (1923).*

This book is written by two Hindu ladies and thus a guarantee of the fact that whatever is stated there, comes from the most intelligent quarters and that the writers themselves being so to speak in the line of chefs, the recipes given are the result of their personal experience. The book is necessarily confined to vegetable preparations, but the number and variety given are so large as to bewilder one. Sweets, chutnies, pickles, sherbets and other toothsome viands have not been neglected. Weights and measures are carefully given and prescribed and hints on cleanliness and its preservation in the kitchen and the materials to be used therein have not been passed over. We think, the book is likely to prove greatly useful and popular.

પ્રજામિત્ર અને પારસી, તા૦ ૪ થી ઑગસ્ટ, ૧૯૨૩.

"ઘર ઉપયોગી રસોઇ કરવાને લગતા અત્યાર સુધીમા જે પુસ્તકો બહાર પડયા છે તે ગણત્રીનાજ છે અને તેમાં હાલમાં બે હિન્દુ બેહનોએ એક નવા ઉપયોગી પુસ્તકનો કરેલો વધારો ઘણો આવકારદાયકજ લેખાશે. ગંગાસ્વરૂપ બેહેન લલિતાગૌરી શામરાવ તથા મુંબઈના જાણીતા બુકસેલર્સ મેસર્સ એન એમ. ત્રિપાઠીની કંપનીના ભાગ્યા મી૦ ઝવેરભાઇ પંડયાના ભત્રીજી ગંગાસ્વરૂપ બેહેન વિમળાગૌરી મગનલાલ તરફથી પાકશાસ્ત્ર અથવા પકવાન પોથી નામનું પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે, જેમાં ત્રણસો જુદી જુદી જાતની વાણીઓ તે પકાવવાની સમજ સાથે ઘણી સરસ રીતે આપવામાં આવી છે. આ વાણીઓ બનાવવા માટેની સાદી અને સેહેજમાં સમજ પડે એવી સુચનાઓ આપવામાં આવી છે, જેથી રાંધણકળાના હુન્નરથી વાકેફગારને નવી ઘણી વાણીઓ બનાવવવાની સમજ પડશે, જ્યારે એ હુન્નરથી બીનવાકેફ આસામી પણ આ ચોપડીમાં આપેલી સુચનાઓ અનુસાર ચાલીને પોતાનું રોજીંદું ખાણું પોતાને હાથે પકાવી લઇ શકશે. હીંદુ જેવી અનફળશાક આહારી મોટી કોમમાં અનફળશાકની તરેહવાર વાણીઓ બનાવવાનું શીક્ષણ આપનારા આવા એક પુસ્તકની ખરેજ ખુટ હતી તે પુરી પાડવા માટે કરતાઓને ધન્યવાદ આપી શકાશે. અનફળશાક આહારના ફાયદા હાલમાં ભાષણો તથા પુસ્તકોરૂપે જાહેર પ્રજા સનમુખ દાખલા દલીલો સાથે છુટથી રજુ કરવામાં આવે છે, જેને પ્રતાપે હીંદુ સીવાય બીજી કોમોના આસામીઓની પણ મોટી સંખ્યા એ ખોરાકી લેવા તરફ ઢળેલી છે, જેઓની એવી વલણને તરેહવાર સ્વાદીષ્ટ વાણીઓથી લલચાવનાર આ પુસ્તક મકમ બનાવવામાં સારો હીસ્સો આપી શકશે.

વાણીઓની ચુંટણી પુસ્તકમાં એવી તો સરસ રીતે કરવામાં આવી છે કે જેઓને દાંતના ચશતાનો બુરો રોગ લાગુ પડયો હોય તેઓને તેમજ તદન સાદા અને સુતરા ખોરાક ઉપર નીરવાહ કરનારા બંને વરગોને તે ઉપયોગી થઇ પડશે. કેટલીક વાણીઓ તો એવી છે કે જે બીજી પકવાન પોથીઓમાં નજરે પડતી નથી અને ઘરસંસાર ચલાવનારાઓને તે ઘણી કામની થઇ પડે તેવી છે. આ પોથીમાં જે અસંખ્ય વાણીઓનું તરેહ તરેહ પ્રકારનું મીનું આપવામાં આવ્યું છે તે જોતાં માત્ર રૂ. ૩ ની કીંમત ઘણી આકરી લેખાશે નહી. વળી સોનેરી ગીલીટ કરેલી પુંઠાવાળી ચોપડીની કીંમત રૂ ૩-૮-૦ રાખવામાં આવી છે જે દેખાવમાં ઘણી શોભાયમાન નજરે પડે છે. હીંદુઓ સેવાયની બીજી કોમના-જેમકે પારસી અને મોહમેદન ભાઇઓ-જેઓ એકના એક ખાણાંથી કંટાલ્યા હોયે તેઓને પાકશાસ્ત્રમાં આપવામાં આવેલા મીનુની અજમાએસ લેવા ભલામણ કરી શકાશે કે જેથી "વેરાયટી" તરીકે એક નવીન જ પ્રકારની વાણી બનાવવાનું ઘણું સુગમ થઇ પડશે. આવી પકવાન પોથીઓ આપણી કન્યાશાળાઓમાં પણ દાખલ કરવાની ઘણી જરૂર છે અને રાંધણકળાની તાલીમ માટે તે કન્યાઓને ઉપયોગી થઈ પડશે. આ પુસ્તકમાં વાણીઓ બનાવવાની સમજ કેવી ખુલ્લી ભાષામાં આપવામાં આવી છે તે દરશાવવા માટે તેમાંથી "ઘઉંની રોટલી" અને "પાકાં કેળાંનાં ભજીયાં" કેવી રીતે બનાવવાં તેનું આપવામાં આવેલું વરણન અમો હેઠળ ઉતારીયે છીએ:—

રોટલી ઘઉંની—લોટ શેર ૧, ઘી શેર ૦)ᴦ, અને ચોખાનો લોટ શેર ૦)ᴦ

લોટ બાંધવાની રીત, દાળ સીજતી હોય તે વખત લોટ બાંધીને ભીંજવવો નીચે પ્રમાણે:—

લોટને કઠણ બાંધી હાથથી ટુંપવો, અને તે ઉપર પાણીનો છંટકાવ દઈ ઢાંકી મુકવો. રોટલી કરતી વખત બાંધેલા લોટને હાથથી ગુંદવો. નરમ કઠણ હોય તો તેને બરોબર રીતે કરવો. પછી જેવડી રોટલી કરવી હોય તે પ્રમાણે લુવો લઇ સાફ ચકલાણુ વેલણ ઉપર વણવી, અટામણ ચોખાના લોટનું લેવું, તે રોટલી જાડા તવા ઉપર સેકવી, અને તેને એક વખત જરા ગરમ થાય એટલે ફેરવવી. બીજી બાજુ ચુંમકી પડે એટલે આંચ કાઢી તૈયાર રાખ્યો હોય તે ઉપર નાંખવી. ફુલી જાય એટલે ઉતારી લઇ ચમચાથી ઘી ચોપડી દેવું.

પાકાં કેળાંનાં ભજીયાં—ચણાનો લોટ શેર ૧, કેળાં શેર ૧, લુંણ તોલા ૨ા, ખારો તોલા ૦ા, હીંગ વાલ ૬, તેલ શેર ૦ાા, મેથી સેકેલી તોલો ૦ાા, લાલ મરચાં નંગ ૪ નો ભુકો.

ચણાનાં લોટમાં લુંણ તથા ખારો તથા હીંગ તથા સેકેલી મેથી તથા લાલ મરચાંનો ભુકો નાખી ઘોર કરવો કેળાંનાં ગોળ ચગદાં કરી વેસણમાં લપેટી ઉપર પ્રમાણે તળી લેવાં.

વળી ઉપલાં પુસ્તકમાં દુધ, ખાંડ, માખણ જેવા રોજીંદા ઉપયોગના પદારથો ભેળસેલ વગરના હોયાની ખાત્રી કેમ કરવી તેની સાદી રૂઢી આપવામાં આવી છે. શરૂઆતમાં જુદી જુદી વાણીઓની અનુક્રમણીકા આપવામાં આવી છે, જે ઉપરથીજ જે વાણી પકવવાની હોય તે કયાં પાનાં ઉપર આવી છે તે ઝટ જોઇ શકાય છે."

---

બુદ્ધિપ્રકાશ, ફેબ્રુઆરી ૧૯૨૩.

"રસોઇ કરતાં શિખવાને અને જૂદી જૂદી જાતની વાનીઓ તૈયાર કરવાને આ પાકશાસ્ત્રનું પુસ્તક ઉપયોગી માહિતી પૂરી પાડે છે, રસોઇમાં વિવિધતા અને નવીનતા આણવા માટે આવું પુસ્તક ખરેખર એક મિત્રની ગરજ સારે છે. પોતાના જ્ઞાન અને આવડનો લાભ, ઉપર મુજબ એક પુસ્તક તૈયાર કરી, અન્ય બહેનોને આપવા બદલ, બંને લેખક બહેનોને ધન્યવાદ ઘટે છે."





જામે જમશેદ, તા૦ ૧૮ મી આગસ્ટ ૧૯૨૩.

"બે હીંદુ બાઇઓએ આ પાકશાસ્ત્ર યાને પક્વાનપોથીનું નાનકડું પુસ્તક રચીને બાહેર પાડયું છે. પુસ્તક પોણીત્રણસો સફાનું છે અને કપડાના સુશોભીત પુઠામાં બાંધેલું છે મોટા હરફે સારાં કાગળ ઉપર છાપેલું છે. જેઓ માંસ, માછલી અને ઈંડાનો ખોરાક લેતા ન હોય, તેઓ માટે આ પુસ્તક ઉપયોગી છે. તેમાં અન્નફળ, શાકની તરેહવાર વાનીઓ બનાવવાની રીત સહેલી શાદી ભાષામાં આપી છે. આ પુસ્તક ખસુસ કરીને હીંદુ કુટુંબોને બરનું છે, કારણ કે હીંદુ ઘરોમાં પકાવવામાં આવતી વાનીઓ બનાવવાની રીત તેમાં આપી છે. પણ જે પારસી કુટુંબો માંસનો ખોરાક લેતાં ન હોય, અને માંસ, માછલી વગર દરરોજ સવારે "શું રાંધવું-શું ખાવું" ની મુઝવણ થતી હોય તેઓને આ પુસ્તક ઉપયોગી થઈ પડવું જોઈએ. ત્રણસોથી વધુ વાનીઓ બનાવવાની રીત એમાં આપેલી છે. દરરોજ ખપના તરેહવાર પકવાનો, જાત જાતની મીઠાઈ, ચટણી. અચાર, મુરંબા, મસાલા વગેરે બનાવવાની રીત આ પુસ્તકમાં આપી છે. વળી શીયાળાની મોસમમાં ખાવાના તરેહવાર જાતના શક્તીના પાકો બનાવવાની રીત પણ એમાં આપી છે. માંસનો ખોરાક લેનારાં પારસી કુટુંબો પણ એકની એક વાનીઓથી કંટાળી ગયાં હોય અને વાર તહેવારે કાંઇક નવી વાનીઓ બનાવવાની હોંસ રાખતાં હોય, તેઓને આ પુસ્તકમાંથી ઘણુંક નવું જાણવાનું અને શીખવાનું મળશે— તેથી દાંતના ચશટાનું અભાગ્યું દરદ દફે કરી શકાશે."




## પુરસદ, સપ્ટેમ્બર—ઑક્ટોબર, ૧૯૨૩.

"અન્ન ફળ શાકના ખોરાકપર ગુજારો કરનારા વેજીટેર્યનોને માટે ગંગાસ્વરૂપ લલિતાગૌરી શામરાવ તથા ગંગાસ્વરૂપ વિમલાગૌરી મગનલાલે અન્ન ફળ શાકની તરેહવાર વાનીઓ કેવી રીતે પકાવવી તે શિખાડવાને ઉપલાં નામ હેઠળ ૩૨૦ સફાનું એક કીંમતી પુસ્તક બાહેર પાડયું છે. જે વેજીટેર્યનોની એક ઘણી અગત્યની ખુટ પુરી પાડે છે. તરેહ તરેહના ખોરાકના પદાર્થોમાં કુદરતી રીતેજ અનેક તરાહના સ્વાદ ભરેલા રસો રહેલા છે, અને તેમને જો સારી રીતે પકાવેલા હોય છે તો તે ઘણાજ સ્વાદિષ્ટ બને છે. આ પકવાન પોથીમાં અકેક એવી વાણી આપેલી છે કે જેનાં નામો વટીક અદ્યાપિ હું જાણતો ન હતો. આગલા કાળમાં સ્ત્રી પુરૂષો સ્વાદિષ્ટ રસોઇકળા ઉત્તમ પ્રકારે જાણતાં હતાં, પરંતુ હાલમાં તો એ શિક્ષણમાં બહુજ ખામી જોવામાં આવે છે. ઘરનાં માણસોની ખાવા પીવાની વ્યવસ્થા કરવાનો મુખ્ય આધાર સ્ત્રીઓ ઉપર રહેલો છે, પણ તેમાં હાલ ઘણી ન્યુનતા જોઈ શકાય છે. જેમ ઘણો વિદ્યાવાળા પુરૂષને માનપ્રતિષ્ઠા મળે છે અને તે જ તેનુ ભુષણ થાએ છે તેમ સ્ત્રીઓને જો સારી રસોઇ કરતાં આવડે છે તો તેમની પ્રતિષ્ઠા વધે છે. મર્દોએ આણેલા ખોરાકી પદાર્થો સારી રીતે પકાવીને જમાડવા એ તો સ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય ગણાય છે, અને જો એ આર્ટમાં એક સ્ત્રી પછાત હોય તો તેનાં ભંડાળની ત્યાંજ પરીક્ષા થઇ જાય છે, આપણી પારસી કોમની કોલેજમાં કેળવણી લેતી છોકરીઓમાંના મોટા ભાગને આજે ઈંડુ ચાલવતાં આવડતું નથી, અને તેથી તેવીઓને માટે આવી પકવાન પોથીઓની ખરેખર બહુ જરૂર છે.

આ પુસ્તકમાં કેટલોક માલમસાલો ભરાયો છે તે આ માસીકનાં ગયા અંક સાથે વેંહેંચવામાં આવેલાં હેંડબીલથી જોવાયું હશે, અને એ પુસ્તકની એક કાયમની જાહેર ખબર જે આજના અંકથી ચાલુ કરવામાં આવી છે તે ઉપર જીભના બટાકાના શોખીનોનું ખસુસ ધ્યાન ખેંચવામાં આવે છે. કુટું-બનાં બાનુઓનાં ગાઇડન્સ સારૂં આ પુસ્તકની અકેક નકલ ઘરેઘર મોજુદ હોવી ઘટે."

---

ગપસપ, સપટેમ્બર ૧૯૨૩.

"લગભગ ત્રણસો સફાનું આ સુંદર પુસ્તક ગં૦ સ્વ૦ લલિતાગૌરી શામરાવ તથા ગં૦ સ્વ૦ વિમલાગૌરી મગનલાલે રચીને બાહેર પાડયું છે. તે હીંદુ કુટુંબોને તેમજ માંસનો ખોરાક તજી દઇને અન્નફળ શાકાહારી બનેલાં પારસી કુટુંબોને ઘણું ઉપયોગી થઇ પડવું જોઇએ. આ પકવાન પોથીને ત્રણ ભાગમાં વહેંચી નાંખીને દરરોજના ખોરાકની તેમજ મીઠાઇ મીષ્ટાનોની તરેહવાર વાનીઓ બનાવવાની રીતો તેમાં આપી છે. ખોરાકીની જીણસોમાં થતી નુકશાનકારક ભેળ કહાડવાના થોડાક નુસકા પણ આપ્યા છે અને દુધ, ખાંડ, માંખણ, મધ, વગેરે ચીજોમાં કાંઇ ભેળ કરી હોય તો તે પારખી કહાડ-વાની સહેલી રીત સમજાવી છે. જુદી જુદી વાની પકાવ-વાની રીત પણ સહેલી સરળ ભાષામાં આપી છે. હિંદુ કુટુંબો માટે આવાં એક પુસ્તકની જે મોટી ખોટ હતી, તે આ પુસ્તકનાં બાનુકર્તાઓએ દુર કરી આપી છે. પુસ્તક સફાઇદાર કાગળ ઉપર છાપીને સુંદર પુઠાંમાં બાંધેલું છે સ્કુલમાં અ-ભ્યાસ કરતી બાળકીઓને ઇનામ આપવા માટે આવાં પુસ્તકો ઘણાં ઉપયોગી થઇ પડવાં જોઇએ."

## મુંબઇ સમાચાર, તા૦ ૬ ઠી અક્ટોબર, ૧૯૨૩.

"ગુજરાતી સાહિત્યની વીવીધ દીશાઓમાં અપુર્ણતા કેટલી છે, તેનો કાંઇક ખ્યાલ હાલમાં ગંગાસ્વરૂપ લલિતાગૌરી શામરાવ અને ગંગાસ્વરૂપ વિમલાગૌરી મગનલાલ તરફથી રચાએલા અને બહાર પડેલા 'પાકશાસ્ત્ર' યાને 'પકવાન પોથી' નામના પુસ્તકપરથી જણાય છે. દુનીઆમાં અનેક કળાઓ છે, તેમાં રસોઇની યાને પાકશાસ્ત્રની કળા એ ઘણીજ ઉપયોગી અને અગત્યની કળા છે. કમનશીબે જ્યારે અંગ્રેજી અને ફ્રેંચ સાહીત્યમાં રસોઇના સંબંધમાં યાને પાકશાસ્ત્રના સંબંધમાં અનેક પુસ્તકો છે ત્યારે ગુજરાતી સાહીત્યમાં તો હજી હવે આ પુસ્તકથી પહેલજ થાય છે. આ પહેલ એ ખરેજ ઘણીજ ઉપયોગી દીશામાં છે અને તે માટે ખરેજ આ બાનુ કરતાઓને ગુજરાતી આલમ જરૂર ધન્યવાદ આપશે. આ પુસ્તકમાં અન્નફલ તથા શાકની વીવીધ બનાવટો, તેમ તે બનાવવાની વીવીધ રીતીઓ ઘણીજ સાદી અને સરળ રીતે સમજાવવામાં આવી છે, કે જેથી તે પુસ્તક વ્યવહારૂ ઉપયોગી થઇ પડે. મીષ્ટાન, ચટણીઓ, રાઈતાંઓ, અથાણાઓ, વીવીધતાઓ અને તે બનાવવાની રીતોઓથી ઘણી પાકટ ઉમરની સ્ત્રીઓ પણ પુરેપુરી જાણકાર નથી હોતી. આ પુસ્તક ખરેખર તેઓ માટે તેમજ સામાન્ય રીતે ગુજરાતી આલમને ઘણુંજ ઉપયોગી અને લાભકરતા થઇ પડશે એ બાબતમાં શંકાને જરી માત્ર સ્થાન નથી."

## કયસરે હીન્દ, તા૦ ૫ મી ઑગસ્ટ ૧૯૨૩.

“ આ પુસ્તક બે હીંદુ બાઇઓ ગં૦ સ્વ૦ લલિતાગૌરી સામરાવ અને ગં૦ સ્વ૦ વિમલાગૌરી મગનલાલ તરફથી રચીને પ્રકટ કરવામાં આવ્યું છે. લેખકો પોતાના દીબાચામાં જણાવે છે કે:—

‘ જેમ પુરૂષોને વીદ્યા આવડવી આવશકય છે તેમ સ્ત્રીઓને સારી રસોઇ કરતાં આવડવી જરૂરની છે. જેમ પુષ્કળ વિદ્યા વાળા પુરૂષને માન પ્રતિષ્ઠા મળે છે, અને તે તેનું ભુષણુ છે, તેમ સ્રીઓને સારી રસોઇ કરત આવડે છે, તો તેની પ્રતિષ્ઠા વધે છે. પુરૂષોએ ઘરમાં આણેલ પદાર્થો સારી રીતે તૈયાર કરી જમાડવા એ સ્રીઓનું કર્તવ્ય છે, સારો ને સ્વચ્છ ખોરાક ખાવાને આવવાથી પ્રકૃતિ નીરોગી રહે છે અને મન સંતુષ્ટ થાય છે. સારી રસોઇ કરનાર સ્ત્રી કુટુંબમાં સર્વને વહાલી થઇ પડે છે. માટે હંમેશાં પોતાની પુત્રીઓને રસોઇ કરતાં શીખ-વવી તે ઘણીજ જરૂરની છે અને દરરોજના અભ્યાસથી તેને કંટાળો તેમજ મુઝવણુ રહેતી નથી. ’

લેખકોના ઉપલા વીચારો સાથ આપણે ખુશીથી મલતા થઇશું. રાંધણુકળાનું જ્ઞાન દરેક ઘર ધણીયાણી માટે અતી ઉપયોગનું છે. આ પુસ્તકમાં તરેહવાર જાતની દેશી વાનીઓ તથા મીઠાઇઓ બનાવવાની રીત ટુંકમાં પણ સ્પષ્ટ સમજાવી છે. દરેક વાણીમાં કેટલો માલ મસાલો જોઇએ તેનું કોષ્ટક શરૂઆતમાં આપવામાં આવ્યું છે. સઘળી વાણીઓ અલબતાં વેજીટેરીયન છે, છતાં પુસ્તક પારસીઓને પણ ઉપયોગી થઇ પડે એવું છે. ”

## ગુણસુંદરી અને સ્ત્રી હીતોપદેશ, નવેમ્બર ૧૯૨૩.

" આપણામાં કહેવત છે, ' સુરતનું જમણ અને કાશીનું મરણ ' ગુજરાત અને તેમાંયે ખાસ કરીને સુરતે રસોઇ કળાની ખીલવણી માટે નામના મેળવી છે, છતાં ગુજરાતી ભાષામાં પાકશાસ્ત્ર ઉપર ઘણું ઓછું સાહિત્ય પ્રકટ થયલું જોવામાં આવે છે. એ નવાઇ જેવું લાગે છે. આપણા સમાજમાં દરેક સ્ત્રીને રસોઇ બનાવતાં આવડવી જોઇએ, કેમકે કુટુંબની અન્નપૂર્ણા તરીકે કુટુંબના ભરણપોષણનો ભાર સ્ત્રીવર્ગને માથેજ હોય છે. જે સ્ત્રીને રસોઇ બનાવતાં બરોબર નથી આવડતી, તે આપણા સમાજમાં હાંસીને પાત્ર થાય છે, અને સામાન્ય અનુભવની વાત છે કે, જૂદી જૂદી જાતની વાનીઓ બનાવવાને માટે અનુભવી સ્ત્રીઓને પણ બીજાનો સલાહ લેવી પડે છે, તો શીખાઉની તો વાતજ શી કરવી ? એ દૃષ્ટિએ જોતાં આ પુસ્તક બહુ ભારે ખોટ પુરી પાડે છે, અને તે બહુ ઉપયોગી લાગે છે. દરેક સ્ત્રીના પુસ્તકાલયમાં જ નહિ પણ દરેક રસોડામાં એ પુસ્તક રાખવાની જરૂર છે. એમાં ઘણી વાનીઓ બનાવવાનો રીત આપેલી છે, અને તોલ માપ વગેરે પણ દર્શાવ્યાં છે. એટલે સમજવામાં મુશ્કેલી પડે એમ નથી. પુસ્તકના છેવટના ભાગમાં ચૂર્ણો વિગેરે બનાવવાની રીત આપી છે. આ પુસ્તક પ્રકટ કરવાને માટે લેખીકાઓને ધન્યવાદ ઘટે છે. "

---

## સાંજ વર્તમાન, તા૦ ૧૧ મી જુલાઇ ૧૯૨૩.

"આ પકવાન પોથીમાં ખાસી ૩૦૦ જુદી જુદી વાણીઓ તે પકાવવાની સમજ સાથે આપેલી છે. લખનાર બહેનોએ બહાર પાડેલું પુસ્તક એ બહેનોની કોમની બેહનપણીઓને ઉપયોગી થઈ પડશે ખરૂં. જુદી જુદી વાણીઓ પકવવાની સમજ ઉપરાંત ઘરઉપયોગી જુદી જુદી વસ્તુઓની પરીક્ષા કેમ કરવી તેને લગતી સમજણ પણ આપેલી છે, એટલે હિંદુ બેહનોને રસોઇ બનાવવામા એ પુસ્તક ઠીક ઉપયોગી થઇ પડશે. ખોરાક સંબંધી તેમાં આપવામાં આવેલી સુચનાઓ તથા જુદા જુદા પદાર્થો કયા કયા વર્ગને ઉપયોગી છે તે સંબંધી હકીકત પણ અચ્છી મદદગાર થઇ પડશે.

બીજી કોમોના વેજીટેરયનોને તેમજ પારકી કોમની વાણી-ઓની શોખીન બીજા પારસીઓ તથા મુસલમાનોને પણ એ હિન્દુ પકવાન પોથી સારી ઉપયોગી થઇ પડશે. મારી હમદાન બેહનોને પોતાનો ઘરસંસાર ચલાવતાં આ "પાકશાસ્ત્ર" ની ચોપડી ઉપર પણ વખતો વખત નજર દોડાવવાની હુ મજબુત સીફારસ કરીશ. તેમાંથી તેઓને ઘણી નવી વાણીઓ જાણુવાની, તે પકાવતાં શીખવાની અને તેનો સ્વાદ પોતે ચાખવા ઉપરાંત પોતાનાં કુટુંબીઓને સરઅવસરે ચખાડવાની ઘણી અચ્છી તક મળશે. તેથી વળી ખોરાકી પકવવાનાં તેઓનાં જ્ઞાનમાં ધરખમ વધારો થવા પામશે. રાંધણકળાના હુન્નરની આ ચોપડી હિંદુઓ ઉપરાંત બીજી કોમો તરફનાં ઉત્તેજનને પણ એક સરખી લાયક છે."

 

જ્ઞાનવર્ધક અને માસિક મિત્ર-નવેમ્બર ૧૯૨૩.

# પાકશાસ્ત્ર અને પકવાન પોથી.

કિમ્મત રૂ. ૩-૦-૦ વી. પી. તથા પોસ્ટેજ જુદું.

ઉપલા નામનું નવું પુસ્તક તેના રચનાર ગં. સ્વ. લલિતા-ગૌરી શામરાવ અને ગં. સ્વ. વિમલાગૌરી મગનલાલ નામની બ્હેનો તરફથી પ્રગટ થયલું મળ્યું છે, આ બે બ્હેનોએ ઉપલું પુસ્તક પોતાના અનુભવને અભ્યાસે બહાર પાડી પોતાની બ્હેનોને કાંઈક રીતે નવું શીખવાડીયું-જણાવ્યું છે યા બતાવ્યું છે, તો તેનો પુરતો લાભ દરેક ઉમરે આવતી સ્ત્રીઓએ લઇ પોતાનુ માન ગૃહસંસારમાં દિપાવવું જોઈએ છે. આ પુસ્તકમાં સેંકડો રીતિઓ ને વાણીઓ છે, કે તેનો અભ્યાસ જો સ્ત્રીવર્ગ કરે તો રીતે કાંઇ કરી તે નવું જાણીને શીખી શકે.

આ પુસ્તક હિંદુ બ્હેનોએ પહેલુંજ પ્રગટ કરેલું ધારી શકાય અને આવા ઉપયોગી શિક્ષણની જરૂર આજકાલ અનેકોએ વિચારી દરેક કુટુંબમાં આ પુસ્તકની એક નકલ ખાસ કરીને માતા થનારી સ્ત્રીઓના અભ્યાસ માટે રાખવી જોઇએ. આપણે જાણીએ છીએ કે સ્ત્રીવર્ગ



સ્કુલમાં વિદ્યાનોજ અભ્યાસ કરે છે, ને એવાં સ્થળોએ કાંઇ રાંધણુ કરવાનું શિક્ષણુ ખાસ અપાતુંજ નથી, તો સ્ત્રીવર્ગને આવું ઉમદાં શિક્ષણુ ઘર સિવાય ક્યાં મળી શકે ? આપણે જાણીએ છીએ કે " પુરૂષવર્ગ પોતાની પ્રતિષ્ઠા વિદ્યા અભ્યાસથી વધારી, પોતે દિપાયમાન થઇ શકે છે, " તો " સ્ત્રીવર્ગ પોતાની લાયકાત રાંધણુ-કળાથી દેખાડી શકે, " એ તો દુનીયાનો નિયમ છે. પણુ આજકાલ આપણે એથી ઉલટુંજ દેખીએ છીએ. તે એજ કે અમુક કુટુમ્બોમાં આજકાલ સઘળો કારભાર માણુસોથીજ ચાલે છે ને ખાવા પીવામાં સુઘડતા ને સ્વચ્છતા મુદલે દેખાતી નથી. ખરાબ, વાસી કે થંડુ ને કસ્વાદનું પકા-વેલું મનને રૂચતું નથી અને તે ધીમે ધીમે રોગનું મૂળ થઇ પડે છે. તો સ્ત્રીઓ આવું ઉમદા શિક્ષણુ લઇ પોતાના કુટુમ્બમાં જાતે સ્વચ્છતાથી પકાવે-આવો અભ્યાસ માતા પોતે કરે ને પોતાની દીકરીને અને વહુને શીખવે તો કુટુમ્બમાં બહુ રીતે ને કામે ઉપયોગી નીવડે ને પોતાના કર્તવ્યમાં પણુ પ્રવિણુ થાય. જો આવી રીતિઓ દરેક ગરીબ કે શ્રીમંત વર્ગમાં બહુ મોટા પ્રમાણે દાખલ થયલી હોય તો તે કુટુમ્બ સુખી ને સંતોષી કહેવાઇ શકાય એમાં શંકા જેવું કાંઇએ નથી. ઉંમરે આવતી છોકરીઓ પોતે પાકશાસ્ત્રનો અભ્યાસ પોતાને મળતી ફુરસુદે કરતી રહે તો થોડા વખતમાં તે પોતાના કુટુમ્બમાં

અમોએ જણાવ્યું તેમ એક ઉપયોગી ને કુશળતા ધરાવનારી સ્ત્રી થઇ પડે. પણ તે કયારે ? કે પુરતો ને ખરો અભ્યાસ કરી જાતે ખાત્રી કરે, ને કુટુમ્બના માણસોને સંતોષ આપે ત્યારેજ. ઉપલા પુસ્તકમાં સેંકડો ચીજો રજુ કરેલી છે. તે દરેક કુટુમ્બોમાં ઉપયોગી નિવડે તેવી છે, ને ૩૨૫ પેજો એવી બાબદોના થયલા છે. સારા કાગળો ને પાકા પુંઠા સાથે કિમત રૂ. ૩-૦-૦ રાખેલી છે. એ પુસ્તક કાલબાદેવીપર મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપનીની દુકાનેથી મળશે.

નવરાસ, નવેમ્બર ૧૯૨૩.

"બેહેનો ગંગાસ્વરૂપ લલિતાગૌરી શામરાવ તથા ગંગાસ્વરૂપ વિમલાગૌરી મગનલાલે અન્નફળ શાકની તરેહવાર વાનીઓ કેવી રીતે પકાવવી, તે અન્નફળ શાકના જ ખોરાકપર ગુજારો કરનાર વેજીટેરીયનો—જેઓમાં મારી જાણ પ્રમાણે પારસી બાનુઓ તથા ગ્રહસ્થોનો હાલમાં ઘણો વધારો થતો જાય છે—માટે પકવાનપોથી અથવા પાકશાસ્ત્રના નામથી ૨૮૫ સફાનું એક અતિ કિમતી પુસ્તક બાહેર પાડયું છે કે જે મારા વિચાર પ્રમાણે વેજીટેર્યનોને માટે ઘણુંજ ઉપયોગી હોવા સાથે ગોયા તેમની એક ઘણી અગત્યની ખોટ પુરી પાડે છે. અનેક તરેહના અન્નફળ શાકના ખોરાકો જો સારી રીતે પકાવેલા હોય છે, તો તે ખાનારને ઘણાજ સ્વ

દિષ્ટ લાગવા સાથે સ્વાદ ભરેલા રસો ચાખવાને મળે છે અને એક મારા ઇષ્ટ મિત્રને મેં એ ઉપલી મારીપર આવેલી ચોપડી ભેટ આપતાં તેમનાં કુશલ મોહોરદારને તે એટલી બધી ગમી ગઇ છે કે તેઓ તેમાંથી દરરોજ નવી નવી વાણીઓ પકાવીને ખાય છે અને તેમનાં જણાવ્યા પ્રમાણે તેમને આગળ અન્નફળ શાકના ખોરાક પાછળ જેટલો ખર્ચ થતો હતો તેના કરતાં તેમને ઘણો ઓછો ખર્ચ બેસે છે ઘેરના માણસોની ખાવા પિવાની વ્યવસ્થા કરવાનો મુખ્ય આધાર સ્ત્રીઓની રસોઇ પકાવવાની કુશળતા ઉપર રહેલો છે, પણ તેમાં હાલ ઘણી ન્યુનતા જોઇ શકાય છે. આગલા વખતમાં સ્ત્રી પુરૂષો સ્વાદિષ્ટ રસોઇ કરવા ઉત્તમ પ્રકારે જાણતાં હતાં, પણ હાલમાં દરેક કોમની સ્ત્રીઓમાં એ પ્રકારના શિક્ષણમાં બહુજ ખામી જોવામાં આવે છે, પણ જેમ એક ઘણી વિદ્યાવાલા પુરૂષને માન પ્રતિષ્ઠા મળેછે અને તેજ તેનું ભૂષણ થાય છે, તેમ સ્ત્રીઓને જો સારી રસોઇ કરતાં આવડે છે, તો તેથી તેમના માન પ્રતિષ્ઠામાં પણ ઘણો વધારો થાય છે. મરદોએ ખરિદી આણેલા ખોરાકી પદાર્થો સારી રીતે પકાવીને તેમને જમાડવા, એ તો એક સ્ત્રીનો ધંધોજ છે પણજો ઉપલા આર્ટમાંએક સ્ત્રી કાચી યા પછાતપડેલી જણાય તો તેનામાં સમાયલા ભંડોળની ત્યાંજ પરીક્ષા થઇ જાય છે. પારસી કોમની કોલેજમાં તાલિમ મેળવતી છોડીઓમાંના ઘણા મોટા ભાગને આજે એક ઇંડુબી કરતાં આવડતું નથી, એમ હું હિમતથી કહી શકું છું અને તેથી તેવીઓને માટે ઉપલાના

જેવી પકવાન પોથીઓની વિશેષ જરૂર હું જોઉં છું. મારા વિચાર પ્રમાણે આપણા કુટુંબના બાનુઓનાં 'ગાઇડન્સ' માટે ઉપલાં પુસ્તકની એકેક નકલ ઘરેઘર અવશ્ય મોજુદ હોવી જોઇએ."

---

## યુગધર્મ જેઠ ૧૯૭૯.

" આ ઉપયોગી પુસ્તકની પ્રસ્તાવનામાં રસોઇની વ્યવસ્થા, પાક સંસ્કાર, ઘર ઉપયોગી પદાર્થો, જેવા કે:—દૂધ, ખાંડ, મધ, આટો વગેરેની પરીક્ષા કરવાની રીત પણ બતાવેલી છે. પુસ્તક મોટું છે અને તેમાં અનેક પ્રકારની વાનીઓ બનાવવાની વિગતો આપેલી છે."

---

## ભારતીય જ્યોતિષ ચંદ્રોદય ભાદ્રપદ ૧૯૭૯.

" ઇશ્વરકૃત સૃષ્ટિમાં સર્વ પ્રાણીઓનાં જીવનનો મુખ્યતર આધાર તેમને માટે નિર્માણ કરેલા આહાર કરવા યોગ્ય પદાર્થોપર અવલંબીને રહેલો છે અને તેમાં પણ મનુષ્યના આહારની રસિકતા અથવા વિશિષ્ટતા હંમેશાં ઉંચા પ્રકારની પ્રભુએ ઘડેલી છે. હવે એ આહાર કે જેનાપર મનુષ્યના પ્રચલિત વ્યવસાયના આધારરૂપ શરિરમાં રહેલી રસાદિ સાત

ધાતુઓનો આધાર રહેલો હોય છે તેમાં જો કોઇપણ પ્રકારે વિકૃતિ થાય તો મનુષ્યોની તે ધાતુઓ પણ વિકાર પામે અને તેથી મનુષ્યની પ્રકૃતી પણ વિકાર પામતાં મનુષ્ય વિવિધ પ્રકારના રોગોથી પીડીત થાય એમાં આશ્ચર્ય નથી.

આથી આહાર હંમેશાં નિયમિત તથા વિવિધ પ્રકારની વસ્તુઓના સંમિશ્રણથી યુક્ત અને રૂચિકર હોવો જોઇએ કે જેથી મનુષ્ય પોતાના શારીરિક સામર્થ્યની સિદ્ધિ મેળવી શકે.

આ સર્વ જોતાં ગ. સ્વ. બ્હેન લલિતાગૌરી તથા ગ. સ્વ. બ્હેન વિમલાગૌરીએ બનાવેલું 'પાકશાસ્ત્ર' નું પુસ્તક આહારની વિવિધ પ્રકારની ચાલુ અથવા સામાયિક વાનીઓ બનાવવા માટે અત્યંત ઉપયોગી છે. એમ કહ્યા સિવાય ચાલતું નથી. જો કે પ્રકૃતિની વિરૂદ્ધતાના હેતુથી વસ્તુ માત્રમાં કોઇ કોઇ વસ્તુની વિશેષતા અથવા ન્યુનતા કોઇને જોવામાં આવે એ સ્વાભાવિક છે છતાં પણ એમાં આવેલી પ્રક્રિયા જોતાં એ પુસ્તક ઉત્તમ જ ગણી શકાય અને વેજી-ટેબલ પારસીઓ, યુરોપીઅનો અને મુસલમાનો વિગેરે તમામ પ્રજાને ઘણું ઉપયોગી નીવડશે જ--અને તમામ કોમની સ્ત્રીઓ આ પુસ્તકથી ઘણી સંતોષ પામશે જ.

આ પાકશાસ્ત્રના પુસ્તકમાં લગભગ ૨૮૫ વસ્તુઓ બનાવવાનો સમાવેશ કરવામાં આવ્યો છે જેમાં ચાલુ ખોરાકીની

વસ્તુઓ જેવી કે વિવિધ જાતનાં ભાત, રોટલી, શાક વિગેરે તેમજ ચટણી, મુરબ્બાઓ, પાકો, તથા વિવિધ પ્રકારની મીઠાઇઓ વિગેરે આપવામાં આવ્યું છે. સાથે ઘરઉપયોગી રસોઇ કળા, પાક સંસ્કાર, ઘર ઉપયોગી પદાર્થોની પરીક્ષા તથા ખોરાક સંબંધી કેટલીક ટુંકી સૂચનાઓ પણ આપવામાં આવેલી છે કે જે ઉપયોગી થઇ પડે તેવી છે. રસોઇની કળામાં અનભિજ્ઞ એવી પ્રથમ ગૃહિણીને આ પુસ્તક ઘણુંજ ઉપયોગી થઇ પડે એમ માનવામાં અતિશયોક્તિ નથી અને તેથી ગુજરાતની ગૃહિણીઓ પાકકળામાં કુશળ છે એવી સાર્વજનીક માન્યતાની સત્યતાને આ પુસ્તક દ્રઢતર રીતે પુરવાર કરે તો તેમાં કાંઇ નવાઇ નથી.

અન્તમાં જણાવવું જોઇએ કે આ બંને બેનોએ પોતાના સમયનો સદુપયોગ કરી ગુજરાતની ગૃહિણીઓની સેવા અર્થે આ જે પુસ્તક બહાર પાડયું છે તે તેમનો પ્રયત્ન સ્તુત્ય છે. અને ઇચ્છી શકીએ કે આવી જાતની સેવા કરવા અન્ય બહેનો પણ તત્પર થઇ સમયનો સદુપયોગ કરી જીવનનું સાફલ્ય કરે ”

---

# રસિક નવીન નવલકથાઓ.

| | રૂ. | આ. | પા. |
|---|---|---|---|
| ચાલીશ ચ્હેરાનો માણસ .... .... | ૩ | ૮ | ૦ |
| સ્નેહલગ્નની સુંદરી ભા. ૧–૨ .... | ૩ | ૮ | ૦ |
| કુટુમ્બીનું કારસ્થાન ભા. ૧–૨ .... | ૫ | ૦ | ૦ |
| દુર્ભાગી દારા ખંડ ૧–૨–૩ .... | ૩ | ૮ | ૦ |
| ભયંકર ભેદ ભા. ૧–૨ .... | ૨ | ૮ | ૦ |
| શેરલોક હોમ્સનાં સાહસકર્મો .... | ૨ | ૦ | ૦ |
| આગ્રાનો ખજાનો .... .... | ૨ | ૦ | ૦ |
| ચમત્કારિક ખૂન .... .... | ૨ | ૦ | ૦ |
| વિચિત્ર જગત–ભા. ૧–૨ .... | ૬ | ૦ | ૦ |

ઉંચા કાગળ, લાયબ્રેરીને શોભવે તેવું પાકું સોનેરી પુંઠું અને સુંદર છપાઇ.

તૈયાર છે !          તૈયાર છે ! !

અદ્ભુત રસદાયક ઐતિહાસિક નવલકથા.

# પ્રેમઘેલી-પન્ના.

કિંમત રૂ. ૩-૮-૦

વી૦ પી૦ તથા પોસ્ટેજ ખર્ચ જુદું.

## અનુક્રમણિકા.

